કચ્છી જૈન-મુનિયો અને કવિયો વિરચિત.

# શ્રી સઝાય-સંગ્રહ.

## (ભાગ પહેલો.)



136

-પ્રકાશક-

શાહ રવજીભાઈ તથા દેવતભાઈ.

(કચ્છ-નાગલપુર.)

( સ્વ. પૂજ્યપાદ શ્રી કર્મસિંહજી-સ્વામી સ્મારકમાળા મણકો ૯ મો )

કચ્છી જૈન મુનિયો તથા કવિયો વિરચિત-

# શ્રી સઝાય-સંગ્રહ

ભાગ ૧ લો.

સંગ્રહ-કરનાર

મુનિ શ્રી નાગચંદ્રજી-સ્વામી.

પ્રકાશ-કર્તા

[illegible]ઠ-રવજીભાઈ તથા જેવતભાઈ માણક,

( નિવાસ કચ્છ નાગલપુર.)

આસુભાઈ માણકના સ્મરણાર્થે.

જૈનભાઈયોને ભેટ

સંવત ૧૯૭૯ ] સને ૧૯૨૨ [ વીરાબ્દ, ૨૪૪૯

પ્રથમાવૃત્તિ-પ્રત ૧૦૦૦

" ધી ડાયમંડ જ્યુબિલી " પ્રિન્ટીંગ પ્રેસમાં, પરિખ દેવીદાસ છગનલાલે છાપ્યો-સલાપોસ રોડ-અમદાવાદ.

કિંમત-વાંચન મનન અને પરિશીલન—

આ જગતની અંદર પોતાને અર્થે કયો મનુષ્ય જીવતો નથી ? પણ જે પરોપકારને અર્થે જીવે છે તેજ ખરેખરો જીવે છે !




ધન ચંચળ છે, ચિત્ત ચંચળ છે, જીવિત ચંચળ છે, યૌવન ચંચળ છે અને આ સર્વ બધું ચળાચળ છે, તેથી જેની સારી કીર્તિ છે તે પુરુષ જ જીવે છે !



સાધુ–પુરુષોનું દર્શન પવિત્ર છે અને સાધુ–પુરુષો તીર્થ-રૂપ છે. તીર્થ કોઇ કાળે ફળે છે અને સાધુ ( સુજન–સજ્જન ) પુરુષનો સમાગમ તરત ફળ આપે છે.

# समर्पण.

અષ્ટકોટી બૃહદ્‌પક્ષી સ્વર્ગસ્થ પૂજ્યપાદ (આચાર્ય)

## શ્રી કર્મસિંહજી-સ્વામી.

આપશ્રીને બાલકાલથી ઉચ્ચકોટીના વૈરાગ્ય તત્ત્વ નીતિ
વિષયથી ભરેલાં રસમય કાવ્યોપર જીવન પર્યંત
અત્યંત અનુરાગ હતો, જેથી આપનું નિર્મલ
નામ આ "સઝાય-સંગ્રહ" નામના પુસ્તક
સાથે જોડી, હું કૃતાર્થ થાઉં છું.

ॐ-શાંતિ !

મુંબઈ.
ચૈત્રી પૂર્ણિમા-મંગળ.

આપનો કૃપાકાંક્ષી
શાહ રવજી માણેક.

# ચેતનને ચાનકદાર ચેતવણી.

(કવ્વાલી)

જગતની જૂઠિ છે બાજી, નિરખિ તું થા નહીં રાજી;
  ક્ષણિક છે ખેલ એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૧
સગાં સહુ સ્વાર્થનાં સંગી, લક્ષ્મિલીલાજ બેઢંગી;
  બદન ગદગેહ એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૨
કહે તું આ સહૂ મ્હારૂં, નહિં તલભાર તે ત્હારૂં;
  જશે પરભારૂં એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૩
કરી જે પુણ્યની કરણી, થશે એ દુર્ગતીહરણી;
  હિતુ નહીં અન્ય એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૪
નઠારાં કામ જે કીધાં, અઘો શિર વ્હોરિને લીધાં;
  થવા નિષ્પાપ એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૫
સુનીતી સેવ તું નિત્યે, પરમ પરમાર્થ કર પ્રીતે;
  થશે ઉદ્ધાર એ માટે, કરી લે આત્મહિત જલ્દી! ૬
કહે પૂર્ણેંદુ સુખિ થાવા, ભજો પ્રભુજી સુગતિ જાવા;
  થવા સુખ શ્રેય એ માટે–કરી લે આત્મહિત જલ્દી! ૭

(પૂર્ણચંદ્રશર્મા.)

# ઉદ્દેશ.

## મર્હુમ આસુભાઈ માણુકનું ટૂંક જીવનચરિત્ર.

પ્રારંભમાંજ અમારે જણાવી દેવું જોઇએ કે, આસુભાઇ કંઇ અસાધારણુ મહાપુરુષ ન હતા કે જેમનું જીવનવૃત્તાન્ત લોકોપકારક નિવડે; તોપણુ એમની ધાર્મિકવૃત્તિ અને વ્યવહાર નિપુણુતા અનુકરણીય હોઇ તેમના જીવનનું આછું આછું ચિત્ર અહીં આલેખીએ છીએ.

આસુભાઇનો જન્મ સં. ૧૯૪૯ ના ચૈત્ર શુદ ૫ ના રોજે થયો હતો. ૭ વર્ષની ઉમર થતાં માત પિતા સ્વર્ગવાસી થયાં એટલે તેમનું પાલન પોષણુ તેમના મામા શ્રવણુ મોમાયાએ ઘણા પ્રેમથી અને ખંતથી કર્યું હતું. ગુજરાતિ અભ્યાસ થોડો કરાવ્યો હતો. દશેક વર્ષની ઉમરે મુંબઇની પોતાની દુકાને કામમાં જોડાયા હતા. આમ નાની ઉમરથીજ ધંધાના બરની કેળવણી મેળવી તેઓએ ધંધાનું અનુભવ સિદ્ધ પાકું જ્ઞાન મેળવ્યું હતું; જો કે નિશાળની કેળવણી તેમણે મેળવેલી ન હતી; તોપણુ પોતાને જે લાઈનમાં જીંદગી ગાળવાની હતી તે લાઇન અને તેના સંજોગોની કેળવણી તેઓએ પૂરતી લીધી હતી. કેળવણી એટલે કેવળ ભાષાજ્ઞાન અને માહિતી એમ નથી; તોપણુ ઘણાઓ એવીજ સમજ ધરાવે છે—અલબત્ત એવી

કેળવણી કેવળ બિનજરૂરી છે એવું તો નથી; તોપણ પોતાની જીંદગીના સંજોગો. કર્ત્તવ્યો—અને ધંધા આદિનું જ્ઞાન મેળવવું એ પણ કેળવણી છે અને તેવી કેળવણી પામેલાઓ પોતાના વ્યવહારમાં ફતેહમંદ પણ નીવડેલ હોય છે એ આપણા નિત્યના અનુભવની વાત છે.

આસુભાઇને બાલ્યાવસ્થાથીજ સત્સંગનો લાભ મળેલો જેની તેમનામાં સદાચાર ક્ષમા વિનયાદિ સદ્‌ગુણોની છાપ નાની અવસ્થાથીજ પડી હતી. દેવ ગુરૂ ધર્મ ઉપર તેઓને અડગ શ્રદ્ધા હતી અને નાનપણમાં મુનિઓ પાસેથી લીધેલ નિયમો તેમણે દ્રઢ મનથી પાળ્યા હતા.

તેમનાં લગ્ન બેવાર થયાં હતાં—પ્રથમ લગ્ન કોડાયનિવાસી શાહ ભીમસીં રાએસીંની સદ્‌ગુણી પુત્રી મેઘબાઇ સાથે થયાં હતાં. આ બાઈ બધી રીતે યોગ્ય હતાં, નાની ઉમરમાં પોતાની માતા ઉમરબાઈ પાસેથી ધાર્મિક કેળવણી સંપાદન કીધી હતી. તેમના ઉચ્ચ સદ્‌ગુણોને લીધે કુટુમ્બી વર્ગમાં સૌની પ્રીતિનું પાત્ર બન્યાં હતાં. પાછળથી તેઓને ક્ષયરોગ લાગુ પડયો, ઘણા ઉપચારો કર્યા; છતાં ૧૯૭૩ ના આષાડ માસમાં સમાધિભાવે સ્વર્ગવાસી થયાં. તેમનું ઉચ્ચવર્ત્તન હજી પણ કુટુમ્બીઓ યાદ કરે છે.

બીજી વારનાં લગ્ન નાગલપુરમાંજ થયાં હતાં. આસુભાઈની ધર્મલાગણી અત્યંત તીવ્ર હતી, તેથી મુંબઈમાં પર્યૂષણ પર્વ વખતે બે વખત આઠ આઠ ઉપવાસ કર્યા હતા.

તેઓની વૃત્તિ શાન્ત હતી, દાન પુણ્યના કામમાં પ્રીતિ રાખતા હતા. મામાએ નાનપણમાં કરેલ ઉપકાર જીંદગી પર્યંત ભૂલ્યા નહતા. આવા આવા અનેક સદ્‌ગુણોથી ભૂષિત હોઈ કુટુમ્બી વર્ગનું ચિત્ત હરી લીધું હતું. વ્યાપારી વર્ગમાં પણ તેઓ સારી પ્રતિષ્ઠા જમાવી શક્યા હતા.

આ કલિકાળમાં આવા ઉચ્ચ સદ્‌ગુણીપુરુષોનાં આયુષ્ય ટુંકાં હોય છે. સં. ૧૯૭૬ નાં ચૈત્ર શુદ ૧૫ ને રોજ તેઓને ન્યુમોનીઆ તાવની બીમારી થઈ આવી. ઉપચારો અનેક કર્યાં; છતાં કોઇ ઉપચાર લાગુ ન પડયો. આખરે તેઓ મનમાં સમજ્યા હતા કે આ વ્યાધિથી મુક્ત થઇ જીવન લંબાય તેવું નથી જેથી આત્મકલ્યાણનો માર્ગ શોધી અન્ય અશુભ પ્રવૃત્તિ છોડી સર્વ સાથે ખમતખામણા કરી પરમ કલ્યાણ માર્ગે ચડવું એજ શ્રેયસ્કર છે! આજ ધારી સમભાવે રહી સંસાર વાસનાઓ કેટલેક અંશે દૂર કરી સ્વર્ગવાસી થયા. આથી કુટુમ્બી વર્ગને ભારે આઘાત થયો; પણ કાળના કર્ત્તવ્ય પાસે કોઈનું જોર–બળ ચાલતું નથી, તેમના અમર આત્માને અમે શાંતિ ઈચ્છીએ છીએ.

તેમની પાછળ પુણ્યમાર્ગે વાપરવા રૂા. એક હજાર કાઢેલ છે તેમાંથી બસો રૂપીઆ તેમના સ્મરણાર્થે જનસમાજ ઉપયોગી પુસ્તક છપાવી મફત આપવા તેમના ભાઈ રવજીભાઈ તથા જેવતભાઇની ઇચ્છા થઈ. આ અરસામાં પૂ. મહારાજ

શ્રી નાગચંદ્રજી-સ્વામી પધારતાં તેમની આગળ તેમણે ઇચ્છા દર્શાવી, જે પરથી તેઓશ્રીએ કૃપા કરી સઝાય-સંગ્રહ, નામનું પુસ્તક લખી રાખેલ તે છપાવવા તેમને સોંપ્યું. આ સંગ્રહ લોકોને રૂચિકર થશે અને તેમાંથી સાર ગ્રહણ કરી જીવન સફળ કરવું એવી અમારી નમ્ર વિનતિ છે. इत्यलम्।

सवंत १९७८<br>
'वीरजयंती' रविवार<br>
कच्छ-नागलपुर.

"विज्ञान-भिक्षु-मंडल."<br>
(कच्छ.)



—(દોહો.)—

જાકી શોભા જગતમેં, તાકો જીવિત ધન્ન;<br>
જીવતહી મૂવે ભલે, સુણી કુશોભા કન્ન.





# પ્રસ્તાવના.

धर्मार्थ काम मोक्षेषु वैलक्षण्यं कलासुच ।
करोति कीर्तिं प्रीतिं च साधु काव्य निषेवणम् ॥

**ભાવાર્થઃ**—સારાં કાવ્યોના સેવનથી ધર્મ અર્થ કામ અને મોક્ષમાં તેમજ કળાઓમાં વિલક્ષણતા, પ્રીતિ અને કીર્તિ થાય છે.

કવિતા માનવહૃદયને સ્વભાવથીજ પ્રિય હોય છે. કવિતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો અને તેમાં પ્રિયતાનું તારતમ્ય હૃદયની જુદી જુદી સ્થિતિને લીધે થાય છે. મનુષ્યની પ્રકૃતિ બહુરંગી હોય છે અને તેથી તેની પસંદગીમાં પણ એકતા રહેતી નથી. સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો દરેક મનુષ્યની પ્રકૃતિમાં ન્યૂનાધિક અંશે મિશ્રભાવે રહેલા હોય છે, તેમાંથી જે ગુણની પ્રાધાન્યતા હોય તેવા ગુણવાળી કવિતા તેને રૂચે છે. કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે કવિતા અશુદ્ધ હોય કે શુદ્ધ હોય, સાધુ હોય કે અસાધુ હોય તેનું કંઈ ખાસ ધોરણ સામાન્ય જનસમૂહને હોતું નથી. રૂચિને પોષક હોય તેજ કવિતા તેને મન ખરી કવિતા, હૃદયને પ્રસન્ન કરી ઉન્નત ભાવ-

નાનું ભાન કરાવી ઉપદેશ આપવો એ કવિતાનું કામ છે. હવે હૃદયનું પ્રસન્ન થવું એ તો તે હૃદયની સ્થિતિપર આધાર રાખે છે. એટલે તમોગુણ જેમાં પ્રધાનપણે વર્ત્તતો હોય તેવા હૃદયની પ્રસન્નતા તેવા પ્રકારની હલકી કવિતાઓથી થાય છે. ઉન્નતભાવના અને ઉપદેશની એવા હૃદયને કંઈ કદરજ હોતી નથી–દરકારજ નથી હોતી. ક્ષુદ્રભાવોને જાગૃત કરે એવા હોળીના ફાગ, વેશ્યાઓના નાચ, શૃંગારપ્રધાન કાવ્યો–એ સર્વ તમોગુણી પ્રકૃતિને રૂચે છે. આવી કવિતાઓના વાંચનથી અધોગતિ થાય એ સ્પષ્ટજ છે. શૌર્ય પ્રેરે, કર્ત્તવ્યમાં યોજે, જાગૃતિ આણે, સૃષ્ટિસૌંદર્યતા વર્ણવી અલૌકિક સત્તાનું ભાન કરાવે–એવી કવિતાઓ રજોગુણ પ્રધાન કહી શકાય; અને તે તમોગુણ પ્રધાન કવિતાઓ કરતાં ઘણે દરજ્જે ઉત્તમ છે. રજોગુણી હૃદય આવી કવિતાઓ પસંદ કરે છે અને તેથી ક્રમે ક્રમે સત્વગુણને વિકસાવી કવિતાના લાભ મેળવી શકે છે. જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, બોધ આદિ શાન્તરસ વાળા વિષયોપર લખાયલી કવિતાઓ સત્ત્વગુણ પ્રધાન છે, તેનું પ્રથમ સ્થાન છે. મનુષ્યની ખરી ઉન્નતિ જે આધ્યાત્મિક ઉન્નતિ તે આવી કવિતાઓ કેટલેક અંશે સાધી આપે છે. વિશુદ્ધ આનન્દ અને ઉન્નતભાવનાઓથી હૃદય છલાછલ થઇ જાય છે અને ઉપદેશ પામી સત્ય માર્ગે ચઢી શકે છે. આ પુસ્તકમાં સંગ્રહાયલી કવિતાઓ સત્વગુણ પ્રધાન છે. હૃદયની પ્રસન્નતા, ઉચ્ચભાવના અને ઉપદેશ એ સર્વમાંથી મળી રહે છે. ભક્તિપૂર્ણ અને શ્રદ્ધા

१०५९६२



પરાયણ હૃદય આ સંગ્રહમાંથી પોતાની રૂચિને પોષક એવા વિચારો મેળવી શકશે. અલબત્ત આ સંગ્રહમાં નાટકીઆ રાગ કે રાગણી નથી, શબ્દપાંડિત્ય નથી, બુદ્ધિ–કૌશલ નથી, ઠઠારાવાળી–આડંબરપૂર્ણ શૈલિ નથી, કાવ્યશાસ્ત્રમાં વર્ણવાએલી ખુબીઓ પણ નથી, પ્રતિભા દૃષ્ટિ નથી, વિશાળતા, ઉંડાણ અને વિવિધતા નથી, કળાની સામગ્રીઓ બુદ્ધિપૂર્વક શોધી ગોઠવવામાં આવી નથી–અકૃત્રિમ રીતે હૃદયના જે ભાવ છે તે બતાવવાનો સાદો અને સરલ પ્રયાસ લેવાયો છે, અને તેવાં હૃદયો એ ભાવ સમજી પ્રસન્ન થાય, ભાવનાને ઉન્નત કરે અને સદ્બોધ ગ્રહણ કરે એવી કવિતાઓ આ સંગ્રહમાં છે. જૈન–હૃદય નિવૃત્તિના વિચારોને ચાહે છે, જૈનશાસ્ત્રો બહુધા નિવૃત્તિના વિચારોને નિરૂપે છે, ઉત્તેજે છે અને ઉપદેશે છે. એટલું કહેવું જોઇએ કે આ નિવૃત્તિ તે કંઈ આળસ–પ્રમાદ રૂપ નથી; પણ વિશુદ્ધ પ્રવૃત્તિ ગર્ભિત નિવૃત્તિ છે. આવી નિવૃત્તિનું સેવન લાભકારક છે. આ સંગ્રહમાની કવિતાઓ પણ એવીજ નિવૃત્તિને ઉપદેશે છે.

આ સંગ્રહમાં આવેલી કવિતાઓના જુદા જુદા કર્તાઓના સંબંધમાં જાણવા જેવી હકીકત આપવાનો ઈરાદો હતો, પણ હાલ કેટલાંક કારણોથી તેમ નથી થયું. બીજી આવૃત્તિ વખતે બની શકશે તો કવિઓની ટૂંક નોંધ અને કર્ત્તાઓની ટૂંક પિછાણ અપાશે.

પ્રત્યેક ધર્મપ્રેમી સજ્જને આવા સંગ્રહ રાખવા, વાંચવા, વિચારવા, પુનરાવલોકન કરી જવાની જરૂર છે; એટલા માટેજ સઝાય-સંગ્રહ એવું નામ રાખેલ છે.

જ્ઞાનભક્તિ પ્રધાન કવિતાઓની રચના એટલા માટે છે કે એવા વિચારો ગદ્યરૂપે લખાય તો વાચકને રસ ન પડે, યાદ રાખવાનું મુશ્કેલ થઇ પડે, કવિતામાં બહુ ટૂંકમાં સુંદર શબ્દોમાં એ વિચારો ગોઠવાએલા હોઇ તે વાંચવામાં રસ પડે છે, સહેલથી યાદ પણ રહી શકે છે. આવી કવિતાઓનાં નિત્ય વાચન વિચારણથી વિચારો દઢાય છે, તેથી પ્રકૃતિ પર સારા સંસ્કારો પડે છે તથા વિશુદ્ધ થાય છે, અને અંતે એ કવિતાના બોધને અનુસરાય પણ છે. આમ થતાં સહજ રીતે કર્મનાં આવરણો પાતળાં પડે છે અને ક્રમે ક્રમે તેનો ક્ષય થયે, આત્મા સ્વભાવે પરિણમે છે. આવી રીતે આ કવિતાઓમાં ઉપદેશાએલ તત્ત્વોના વિચારણ ઉપાસન અનુસરણથી અકથ્ય લાભોનો સંભવ છે અને એટલાજ માટે આ પ્રવૃત્તિ હાથ ધરી છે, આમાં વિવિધ વિચારો દર્શાવાયા છે. સારગ્રાહી દષ્ટિએ સારભૂત તત્ત્વ સમજી તેનું જિજ્ઞાસુએ અનુસરણ કરવું.

नागलपुर-कच्छ.
वीरजयंति, रविवार.
संवत् १९७९

મુનિ નાગચંદ્રજી.



# સઝાય-સંગ્રહ-ભાગ ૧ લો.

## દ્રવ્ય-ભાવ દીવાળી છત્રીશી.

દોહો—) ભવ્યજનો ભાવે સુણો, રાખી ધ્યાન પવિત્ર;
દીવાળી દ્રવ્ય-ભાવનું, વર્ણન કરૂં સુચિત્ર. ૧

ભવિયાં પ્રથમ જિણેશ્વર પાયનમીરે,
,, પ્રણમીને સદ્ગુરૂ પાયરે;
દીવાળી પર્વ આવિયોરે. ( ટેક. )
,, સાનિદ્ધકારણી સરસ્વતીરે,
,, અક્ષર આણજો ઠાયરે. દી. ૧
,, પાવાપુરી તે પૂરવ દિશેરે,
,, વીર પધાર્યા ઉલ્લાસરે; દી.
,, હસ્તિપાલ રાજાની વિનતિરે,
,, જહે કર્યો ચરમ ચોમાસરે. દી. ૨
,, પક્ષ નવ્યાસી બાકી રહ્યારે,
,, ચોથા આરાના જે વારરે; દી.

,, સોળ પહોર લગે દેશનારે,
,, દોય દિન કેરો સંથારરે. દી. ૩
,, રાય અઢાર તે દેશનારે,
,, દોય દિન પોષહ કીધરે; દી.
,, આશો વદ અમાવસનારે,
,, વીરજીએ શિવસુખ લીધરે. દી. ૪
,, સકળ તિરથ માહિં જિનવડોરે,
,, નામે તે શ્રી વર્દ્ધમાનરે; દી.
,, તે વીર શિવસુખ પામિયારે,
,, ગૌતમ કેવલ જ્ઞાનરે. દી. ૫
,, જેહને પાટે હો ! શોભતારે,
,, શ્રી સોહમ ગણધારરે; દી.
,, તાસ પરંપરા ચાલશેરે,
,, વર્ષ એકવીશ હજારરે. દી. ૬
,, દેવ ઈન્દ્ર બહુ આવિયારે,
,, વીરતણે નિર્વાણરે; દી.
,, તે દિન કરણી એવી કરોરે,
,, સંઘ સકળને જાણરે. દી. ૭
,, સમ સંવેગ નિર્વેગશુંરે,
,, લીપોને આતમ-ગેહરે; દી.
,, અનુકંપા ને વળી આસતારે,
,, આછો તે રાગો કરેહ. દી. ૮

,, કમળ ફૂલાદિક ચીતરોરે,
,, આચાર આઠ વખાણુરે; દી.
,, નિઃશંકિયાદિક દેખલ્યોરે,
,, સમકિતના તેહ જાણુરે. દી. ૯
,, ઉપસમ-જળે નાહી કરીરે,
,, નર નારી કરો શણગારરે; દી.
,, વિવેક-વસ્ત્ર સોહામણુંરે,
,, આભૂષણુ-આજ્ઞા સારરે. દી. ૧૦
,, દયા તે દળના મોદક ભલારે,
,, મગદલિયા મન સ્થિર રાખરે; દી.
,, મરમરિયા તે માર્દવ તણુારે,
,, સરલ સેવૈયા તું ચાખરે. દી. ૧૧
,, ગંભીરગુણુ ગણુાવળીરે,
,, દમગુણુ દહીવડા જાણુરે; દી.
,, સંતોષ સક્કરપારા ભલારે,
,, ખાજલા ક્ષમા પ્રમાણુરે. દી. ૧૨
,, શુદ્ધ સદ્દહણુા એહવીરે,
,, પરૂપણુા શુદ્ધ તેમરે; દી.
,, ફાફ્ડા શુદ્ધ ફરસના તણુારે,
,, ભાવશું કીજિયે એમરે. દી. ૧૩
,, લાવન મીઠી લજ્જા લાપસીરે,
,, વડાઇગુણે વડા હોયરે. દી

,, દાળ દાતારપણો ભલોરે,
,, ચિત્ત ચોખા તિહાં જોયરે. દી. ૧૪
,, સેવ સેવા સદ્ગુરૂતણીરે,
,, ગુણ–ગ્રહણ વ્રત આણુરે; દી.
,, ખમાસમણા ખાંડ શોભતીરે,
,, ચઢશે તે કાજ પ્રમાણુરે. દી. ૧૫
,, પાપડ પાપ આલોઇ કરીરે,
,, કાઉસ્સગ્ગ કૂર કપૂરરે; દી.
,, સત્ય વચનતણા સાલણારે,
,, તપ તંબોલ ભરપૂરરે. દી. ૧૬
,, દીર્ઘ દ્રષ્ટિ દીવા કરોરે,
,, વિનયતણી કરો વાટરે; દી.
,, કરમ ખપાવી કરો કોડિયારે,
,, જેમ મટે તે ઉચાટરે. દી. ૧૭
,, તેલ સિંચો ત્રણ તત્ત્વનુંરે,
,, દેવ ગુરૂ ને વળી ધર્મરે; દી.
,, શુદ્ધ એહને તમે ઓળખોરે,
,, ધર્મતણો એહ મર્મરે. દી. ૧૮
,, મેરઇયા ત્રણ મનોરથતણારે,
,, ત્રીજે ઠાણે અધિકાર રે; દી.
,, દીવાસળી દરશનતણીરે,
,, યોગ સંગ્રહના જુહારરે. દી. ૧૯

ભવિયાં પ્રતિક્રમણા હોય ટંકનારે,
,, સાંજ અને પરભાતરે; દી.
,, પાપ આલોઇએ આપણાંરે,
,, કીજે તે નિર્મળ ગાતરે. દી. ૨૦
,, બાર પ્હોરા પૌષધ કરોરે,
,, ઉઘાડો મોક્ષ-દુવાર; દી.
,, છઠ્ઠ કરો ને અઠ્ઠમ ઉચ્ચરોરે,
,, જેમ પામો ભવપારરે. દી. ૨૧
,, નાળ કરો નવ વાડનીરે,
,, બુદ્ધતણી બંદૂકરે; દી.
,, દારૂ કરો દળકર્મનોરે,
,, અણુસણુ અગ્નિશું કુંકરે. દી. ૨૨
,, સ્ફુટ પ્રગટ કરણીતણારે,
,, ફૂટાક્રિયા સુખકારરે; દી.
,, ભંભુ તે ભગવંત નામનારે,
,, જિણુશું તે જય જયકારરે. દી. ૨૩
,, બાર વ્રતતણા બપોરિયારે,
,, મોરડા કરો મરજાદરે; દી.
,, હવાઇ હણો કષાયનીરે,
,, તેહમાં મકરો પરમાદરે. દી. ૨૪
,, કુલકણિઉં ફુગાવજોરે,
,, નિન્દા ને વિકથા જેહરે; દી.

ભવિયાં કોણ એ રામત કયાં કરેરે ?
,, હવે વળી સાંભળો તેહરે. દી. ૨૫
,, નિવૃત્તિ–નગરીને સજ કરોરે,
,, જ્યાંરા છે નવહી કોટરે; દી.
,, કરણ ને યોગ કોઠા ભલારે,
,, કોઇની ન લાગે તિહાં ચોટરે. દી. ૨૬
,, જ્યાંરા દરવાજા નવ વીશછેરે,
,, ઉઘાડા તે મત રાખરે; દી.
,, સંવર–કમાડે કરી સાચવો,
,, ભાવ ભૂંગળ વીરેં ભાખરે. દી. ૨૭
,, રાજ કરે તિહાં રાજિયોરે,
,, નામે તે ચૈતન્યરાયરે; દી.
,, ચારિત્ર ચોક સોહામણોરે,
,, ભાવ રામત તિહાં થાયરે. દી. ૨૮
,, વાજાં તે વાજે ધર્મનાંરે,
,, નગારાં તિહાં નવકારરે; દી.
,, આણ વરતાવો તે જિનતણીરે,
,, વરત્યા તે મંગળ ચારરે. દી. ૨૯
,, પહેલો મંગળ અરિહંતનોરે,
,, દૂજો તે સિદ્ધ મંગળિકરે; દી.
,, ત્રીજો તે મંગળ સાધુનોરે,
,, ચોથો દયા–ધર્મ ઠીકરે. દી. ૩૦

,, એ ચારે મંગળ વરતિયાંરે,
,, વિઘન સરવે ટળી જાયરે; દી.
,, મંગળમાંહે મોટકોરે,
,, મોક્ષનગર લેઈ જાયરે. દી. ૩૧
,, અજ્ઞાની ફોડે છે હાંડલાંરે,
,, અલચ્છ કાઢણુરે કાજરે; દી.
,, અલચ્છ કાઢો અસમાધિનીરે,
,, લક્ષ્મી લ્યો મોક્ષનો રાજરે; દી. ૩૨
,, દફ્તર પૂજા દોષ ટાળીનેરે,
,, આલોઈ નિઃશલ્ય થાયરે; દી.
,, સંવર શ્રીફળે ભેટિયેંરે,
,, શેઠ મોટા મુનિરાયરે. દી. ૩૩
,, દક્ષિણા આપે મુનિરાયજીરે,
,, લ્યો તમે વ્રત પચ્ચખાણુરે: દી.
,, કારજ સીઝે હો જેહથીરે,
,, દક્ષિણામાંહીં પરધાનરે. દી. ૩૪
,, દિન દીવાળીનો આવિયોરે,
,, નિર્મળ પાળોને શીલરે; દી.
,, રાત્રી–ભોજનને પરિહરોરે,
,, જેમ લહો અવિચળ લીલરે. દી. ૩૫
,, એહવી દીવાળીહો જે કરેરે,
,, તસ ઘર મંગળ ચારરે; દી.

ભવિયાં તસ ઘર નવ નિધિ સંપજેરે,
,, તસ ઘર જય જયકાર. દી. ૩૬
,, સંવત અઢાર અઠાવનેરે,
,, ભૂજનગર ચોમાસરે; દી.
,, પૂજ્ય કૃષ્ણજી પ્રતાપથીરે,
,, સ્વામી ડાહ્યાજી ઉલ્લાસરે; દી. ૩૭
,, દીવાળી છત્રીશી દીવાળી દિનેરે,
,, કહે મુનિ મૂલચંદ(જી) જોયરે; દી.
,, અરિહંત-દેવજી વાંદતાંરે,
,, આનંદ મંગળ હોયરે. દી. ૩૮

## વીર-વિરહ-ત્રેવિશી.

(દુહો) વીર ધીર ગંભીરને, અભિવંદન કરી સાર;
વીર-વિરહ-ત્રેવિશિનો, વર્ણવ કરૂં ઉદાર. ૧

(ઢાળ.) [ ઓલખાને લંજોરે એણીપેરે આતમારે-એ દેશી.]
સદ્ગુરૂ કેરારે ચરણ-કમળ નમીરે,
ગાશું કાંઈ ચોવિશમા જિનરાજ;
શાસન-નાયકરે સ્વામી સોહામણારે,
તરણ-તારણ અડછોરે જિહાજ.
આધારને હુંતોરે એક વીરસ્વામીનોરે. ૧

સિદ્ધારથ-નંદનરે વીર જિનેશ્વરૂરે,
ચોવિશમો શ્રી જિનરાય;
એક સહસ્ર આઠેરે લક્ષણ અંગે શોભતારે,
કંચન-વરણી શોભે જસ કાય. આ૦ ૨
ત્રીશ વર્ષ લગેરે રહ્યા ગૃહ-વાસમાં,
પછી પ્રભુ ભોગવી ભોગ ઉદાર;
આપ એકાકીરે સ્વામી સંયમ આદર્યોરે,
પ્રભુજીએ કીધો તે ઉગ્ર વિહાર. આ૦ ૩
કો દિન વનવાસીરે કોદિ વસ્તિમાં રહ્યારે,
ન રહ્યા તે એકણ ઠામ ચોમાસ;
પરિસહ સહ્યારે સ્વામી સુમતા ધરીરે,
ધર્મધ્યાનમાંહે ચિત્ત વાસ. આ૦ ૪
વર્ષ બેતાલીશરે સંયમ પાળ્યો શોભતોરે,
પછી પ્રભુ પધાર્યા પાવાપુરીમાંહિ;
હસ્તિપાલ રાજારે આવી વંદના કરેરે,
મનમાહિં ધરી અધિક ઉચ્છાહ. આ૦ ૫
હાથ જોડીનેરે કરે રાય વિનતીરે,
સ્વામી અહિ કરોને ચોમાસ;
માની વિનતીરે સ્વામી ચોમાસું રહ્યારે,
ગૌતમ-સ્વામી પણ રહ્યા પાસ. આ૦ ૬
અંત સમો નેડોરે જાણી પ્રભુ આપણોરે,
બોલાવે ગૌતમને તિણવાર;

દેવશર્માનેરે જાઓ પ્રતિબોધવારે,
મતિકરો તે ઢીલ લગાર. આ૦ ૭
તહત્ત કહીનેરે ગૌતમ પગધારિયારે,
પાછળ પ્રભુજીએ કર્યો સંથાર;
કાતિવદ અમાસેરે નિશાને અંતરે,
પ્રભુ મોક્ષ પહોતા કર્મ સંહાર. આ૦ ૮
વીર નિર્વાણેરે દેવ ઇન્દ્ર આવિયારે,
થયો ઉદ્યોત મટયોરે અંધકાર;
ગૌતમે જાણ્યોરે વીર મુગતે ગયારે,
તવ મન શોચ થયોરે અપાર. આ૦ ૯
મોહુનિય કર્મરે ઉદય થયો ઘણોરે,
નયણે ઝરે બહુલો નીર;
મારા ગુરૂ મુજનેરે કેમ મે'લી ગયારે,
મુજ મન થયોરે ઘણો દિલગીર. આ૦ ૧૦
આધારને હુંતોરે એક વીર તાહરોરે,
મુજને કેમ દૂર મે'લ્યો મહારાજ ?
પ્રીતડીતો હુંતીરે પૂરવ ભવતણીરે,
તે કેમ વિસારી નાખી તમે આજ ? આ૦ ૧૧
અંતરજામીરે અણુઘટતી કરીરે !
અંત સમયે મે'લ્યો મુજને દૂર;
એવો ! આગળથીરે હું પોતે જાણતોરે !
તો હું રે'તો સ્વામી હજૂર !! આ૦ ૧૨

મુજને મે'લ્યોરે ટળવળતો ઇહાંરે, !!
નહિં કોઇ આંસુ લુવણહાર !!!
ગૌતમ ? કહીનેરે કોણ બોલાવશેરે ?
કોણ હવે કરશે મહારી સાર !! આ૦ ૧૩
ગઇ હવે શોભારે ! ભરતના લોકનીરે,
રહ્યા અજ્ઞાની બહુ આજ;
કુમતી ! મિથ્યાત્વીરે ! જેમ તેમ બોલશેરે,
કેમ રહેશે હવે મહારી લાજ ? આ૦ ૧૪
દિન સાઢાબ્યાશીરે માત પિતા હુંતારે,
ઋષભદત્ત દેવાનંદ દોય;
મોક્ષપુરીમાંહેરે તેહને મોકલ્યારે,
તમ જેવો ઉપકારી નહિં કોય ! આ૦ ૧૫
ચંદનબાલારે અડદના બાકુલારે,
પ્રતિલાભ્યા તમે પારણું કીધ;
સર્વ આર્યાનીરે ગોરાણી કરી તેહનેરે,
એહવી ઉત્તમ પદવી દીધ. આ૦ ૧૬
અર્જૂનમાલીરે અધર્મીને ઉદ્ધર્યોરે,
નિત્યે કરતો સાત માણુસનો સંહાર !!
તેહને તમેરે ઇણ ભવે ઉદ્ધર્યોરે,
મુકયો તમે મોક્ષ મઝાર. આ૦ ૧૭
જલચરવાસીરે જે હતો દેડકોરે,
વસતો દર્દૂર વાવ્ય મઝાર;

તે તુમ ધ્યાનેરે સુર–સુખ પામિયોરે !
વળી જાશે તે મોક્ષ મઝાર. આ૦ ૧૮
એમ અનેકનેરે સ્વામી! તમે ઉદ્ધર્યારે !
અને વળી કર્યાં ઘણા ઉપકાર;
ઈણુવેળા મુજનેરે આઘે મે'લિયોરે ! !
પૂર્વ પ્રીત ન રાખી લગાર ! ! ! આ૦ ૧૯
હું સરાગીરે નિરાગી તમે પ્રભુરે !
તો કેમ રાખો મુજથી સનેહ ?
હવે પદ જાણ્યોરે ! મેં વીતરાગનોરે,
પ્રભુજીએ મુજને દીધો છેહ. આ૦ ૨૦
ઇણુ સંસારેરે ! કોઇ કેહનો નહિંરે,
ગૌતમસ્વામીએ ધર્યો તે નિર્મલ ધ્યાન;
રાગ દ્વેષ વૈરીરે દોયે વશ કર્યારે,
તવ તિહાં ઉપનું કેવલજ્ઞાન. આ૦ ૨૧
કેવલ પ્રવરજ્યારે પાળી મોક્ષે ગયારે,
તિહાં કાંઈ વર્ત્યો જય જયકાર ! ! !
દોય કર જોડીરે એક કરૂં વિનતીરે,
સ્વામી મુજ આવાગમન નિવાર. આ૦ ૨૨
સંવત ઓગણીશેરે વર્ષ છીલોતરેરે,
દૂજે વૈશાખ વદિ બીજ જાણુ;
દેવજી–સ્વામીરે શિષ્યાનૂ શિષ્ય જાણિયેરે,
ઋષિ કર્મચંદ(જી)ની એ વાણુ. આધારને. ૨૩

# શ્રી ઋષભ-જિન સ્તવન.

પ્રભુજી મારી વિનતિ અવધારો, અવધારો અવધારો ને પાર
ઉતારોરે પ્રભુજી. ( એ ટેક. )

પ્રભુજી હું છું તુમચો દાસ, કાપો ભવ ભવના મુજ પાસ;
મુજને આપોરે મુજરે આપો તે શિવપુર-વાસરે. પ્રભુજી. ૧

ચહુંગતિમાંહે અનંતિવાર, જન્મ મર્ણ દુઃખ સહ્યાં અપાર;
તેતો કહેતાં નાવે પાર, હવે તારોરે હવે તારોને તારણહાર!
રે પ્રભુજી. ૨

પ્રભુજી છો મુજ આતમરામ, તુમથી સીઝે સઘળાં કામ;
તુમથી લહિયે ઉત્તમ ઠામ, નિત્ય સમરૂંરે નિત્ય સમરૂં તં
તુમચો નામરે. પ્રભુ૦ ૩

પ્રભુના મુખની મીઠીવાણ, સુણતાં હોવે ક્રોડ કલ્યાણ;
જે શિરધારે તુમચી આણ, તેહ પામેરે તેહ પામે તે પદ
નિર્વાણરે. પ્રભુ૦ ૪

ધન ધન સ્વામી ઋષભજિણંદ, માતા મરૂદેવીનો નંદ;
પ્રભુનામે હોવે આનંદ, એમ ભાખેરે એમ ભાખે તે ઋષી
કર્મચંદરે. પ્રભુ૦ ૫

## શ્રી શાંતિ–જિન સ્તવન.

સુખકારીરે પ્રભુ શાંતિજી, સોળમા જિનરાય;
સમર્યા નવનિધિ થાય, પ્રભુના નામથી પાતિક દૂરે પલાય. ૧

વિશ્વશેન–કુળદિનમણી, અચિરા પ્રભુજીની માય;
કનકવર્ણી રે કાય ધનુષ ચાલીસની, દીઠાં આવે છે દાય. ૨

હથિણાપુરનો રે! રાજિયો, ષટ ખંડ કેરો ઈશ;
જીત્યા રાગ ને રીસ, સંયમ સૂધો આદરી, પાળે વિશ્વાવીશ. ૩

ઘનઘાતી કર્મક્ષય કરી, પામ્યા કેવલ–નાણ;
લોકાલોકના જાણ થયા ત્રિભુવનધણી, આગમ–વચન પ્રમાણ. ૪

દેવ અનેક દીઠા ઘણા[1], કોઇ નહિં તુમ તોલ;
કાંકરો કેમ પામે મૂલ્ય? ચિંતામણિ આગળે, અન્તર ખોળ ને ગોળ. ૫

તમશું બાંધિરે પ્રીતડી, જેમ બાપઇયો મેહ?
લાગો અધિક સનેહ, વિસાર્યો ન વિસરે, પ્રભુ! મતિ દેજો છેહ. ૬

અંતરયામી વ્હાલા પ્રભુ! આતમનારે આધાર;
શું કહું? વારંવાર? પડયો ભવસિન્ધુમાં, તારો તારણહાર. ૭

શરણું લીધુંરે સ્વામીનું, તો સરશે મુજ કાજ;
વાધે અધિકી લાજ પ્રભુના નામથી, લહીએ અવિચલ રાજ. ૮

---

૧ બહુ વાર દીઠા.

સંવત ઓગણીસ એકવીશનો, ચૈત્રમાસ ઉદાર;
વદિ બારસ શનિવાર ગાયા ગુણ પ્રભુતણા, શ્રી ભુજનગર
મઝાર. ૯

શિષ્યાન્ શિષ્ય દેવજી-સ્વામીનો, પભણે ઋષિ કર્મચંદ;
તુમ નામેરે આણંદ નિરંતર માહરે, સમર્યાં શાંતિ જિણંદ. ૧૦

---

## શ્રી શાંતિ-જિન સ્તવન.

---

શાંતિપ્રભુજીકું વંદના, હોજો નિત્ય નિત્ય મારી;
બે કરજોડી સાહેબા !, ગુણ સ્તુતિ કરૂં તાહરી. શાંતિ. ૧
અચિરા-નંદજી વંદિયે, તુંહી સુખકર સ્વામી;
શાંતિકારી પ્રભુ શાંતિજી ! નમિયેં નિત્ય શિરનામી. શાંતિ. ૨
તુમશું લાગી પ્રીતડી, જયું મોરા મન મેહ;
નામ સુણી પ્રભુ તુમતણો, પ્રગટે અધિક સનેહ. શાંતિ. ૩
ભવ ઘણા ભમતાં થકાં, મળિયો તુમચો સંગ;
આરાધું એકણ મને, જાણી ચિંતામણિ નંગ. શાંતિ. ૪
લાખ વર્ષ આયુ ભોગવી, સ્વામી પહોતા મુગતે;
દેવજી-સ્વામી પસાયથી, કહે કર્મચંદ (જી) જુગતે, શાંતિ. ૫

---

# ચોવિશ-જિન-સ્તુતિ.

[ ચોંપકરીને ચેતોરે પ્રાણી—એ પ્રભાતિ રાગ. ]

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ સુમતિદાતારોરે;
પદ્મપ્રભુ સુપાર્શ્વ-જિનેશ્વર, ચંદ્રપ્રભુ ચિત્ત ધારોરે.
ઊઠી પ્રભાતે ઉત્તમપ્રાણી, ભગવંત-નામ સંભારોરે. (એ ટેક.) ૧
સુવિધિ શીતલ શ્રેયાંસ-જિનનો, નામ લાગે મુજ પ્યારોરે;
વાસુપૂજ્ય વિમલ-જિન નિર્મલ, અનન્ત જગત-આધારોરે. ઊઠી. ૨
ધર્મનાથ પ્રભુ ધર્મના ધોરી, શાંતિ સુખદાતારો રે;
કુંથુનાથ કરૂણાના સાગર, આવાગમન નિવારોરે. ઊઠી. ૩
શ્રીઅરનાથ મલ્લિ મનમોહન, મુનિસુવ્રત મન ધારોરે;
એકવિશમા શ્રી નેમિ નિરૂપમ, નિજ સેવકને તારોરે. ઊઠી. ૪
અરિષ્ઠનેમિ શ્રી પાર્શ્વ પ્રભુજી, પરતાપૂરણહારોરે;
શ્રી મહાવીર મુજ મનડે વસિયા, વર્ત્યો જય જયકારોરે. ઊઠી. ૫
ચોવિશે જિનવર ગુણગાતાં, લહિયે ભવજલ પારોરે;
ચિંતાચૂરણ વાંછિતપૂરણ, નામ થકી નિસ્તારોરે. ઊઠી.
દયાવંત ગુરૂ દેવજી-સ્વામી, સકલ સંઘ-સરદારોરે;
તપસ્વિ શિષ્ય કર્મચંદ(જી) કહે, હું દાસ પ્રભુ-ચરણાંરોરે. ઊઠી. ૭
સંવત્ અઢાર સત્તાણું વર્ષે, દિન દીવાળી શનિવારોરે;
કચ્છ-મંડનપુરે જિન ગુણગાયા, સુખસંપતિ ભંડારોરે. ઊઠી. ૮

# વીર-જિન-સ્તવન.

પ્રભુનો તાત સિદ્ધારથ-રાયા, ત્રિશલાદેવીના પ્રભુજાયા;
કનક વર્ણી છે તુમ કાયા, જોતાં લાગે સહુને માયા.
પરમેશ્વરજી! પરમસુખકારી, મ્હારી અરજ લેજો અવધારી. ૧
ત્રીસ વરષ રહ્યા ઘરવાસ, પછી સંયમ લીધો ઉલ્લાસ;
ઘનઘાતી કરમ કર્યાં નાશ, હુવો કેવલજ્ઞાન-પ્રકાશ. પરમે. ૨
પ્રભુ ત્રણુકાળના જાણુ, ત્રૂઠા આપે પદનિર્વાણુ;
અહોનિશિ જે પ્રભુને ધ્યાવે, તેહના દુઃખ દાલિદ્ર જાવે. પરમે. ૩
દેવ દેવી અનેક મેં દીઠા, પણુ કોઇ ન લાગે મીઠા;
મારૂં મન તો તુમથી બંધાણું, હું તો અવરને ચિત્તમાં નાણું.પરમે.૪
ચઉગતિમાંહે હું ફરિયો, પણુ કાર્ય કોય ન સરિયો;
હવે નિશ્ચય મનમેં કીધો, શરણુ સાહિબજીનો લીધો. પર. ૫
તુમ દર્શન વલ્લભ લાગે, જાણું બેશી રહું મુખ આગે;
મન ચિંતિત મેળો ન થાય, તુમ વિરહે મુજ દિન જાય. પર. ૬
પઇવ પતંગને જેમ પ્રીત, ખીર નીરની જેહવી નીત;
મોરને મન વશિયો મેહ, તેમ મહારે પ્રભુજીશું નેહ. પર. ૭
અબ મહેર કરો મહારાજ, સારો સેવક-જનનાં કાજ;
રાખો બાંહે ગ્રહ્યાની લાજ, આપો શિવનગરીનું રાજ. પર. ૮
ધન ધન પ્રભુ! વીર જિણુંદ, તુમ નામે હોવે આણુંદ;
તુમ નામે પાતિક જાય, તુમ નામે અમરપદ પાય. પર. ૯
ઓગણીશ વરષ એકવીશ, ચૈત્રવદિ નવમી સુજગીશ;

ભુજ નગરમાં પ્રભુ ગુણગાયા, હોજો સંઘમાં તેજ સવાયા. પર. ૧૦
ગુરૂ દેવજી-સ્વામી સુખકારી, જાસ પરતાપ જગમાં ભારી;
શિષ્ય કર્મચંદ(જી)ની એ વાણી, પ્રભુ નામે તે ક્રોડ કલ્યાણી.
પર. ૧૧

## વીર-સ્તુતી.

( છંદ. )

જય જય પ્રભુ વીર જિણંદજયો, ભયભંજન ભગવત જ્ઞાનમયો;
ભવસાયર તારણ-તરણ જયો, પ્રભુશરણ થકી આનંદ થયો. ૧
ધન રાય સિધારથ-પુત્ર પ્રભો, વર ત્રિશલા માત મલ્હાર વિભો;
કલ ધૌત-કાંતિ અદ્ભૂત પ્રભં, મૃગરાજ વિરાજિત અંક ।નભં.૨
ધન ધન વર કાશ્યપ ગોત્ર વરો, ધન વંશ ઇક્ષાકુ ઉત્તમ પ્રવરો;
જય ગર્ભસ્થિતિ અભિગ્રહધારી, જિનરાજતણી જાઉંબલિહારી. ૩
અભિષેક સમય સુરગિરિ ચંપ્યો, વળી કિશોર વય સુરને ઝંપ્યો;
મઘવે આવી મહાવીર કહ્યા, અતિશય વર જન્મથી ચાર લહ્યા. ૪
મતિ શ્રુત અવધિ પ્રભુ ! સહિત વધે, અગણિત ગુણ શ્રી જિન દેહ મધે;
યૌવન વય પરણ્યા નાર રમી, અભિધાન યશોદા રંભ સમી. ૫
પુત્રી થઇ પ્રિયદર્શના પ્યારી, અમરીકુમરી કેશરકયારી;
નિજ ભગિની તનય જે જમાલી, તેહને પરણાવી શા બાલી. ૬
જબ માત પિતુઃ ગયા પરલોકેં, વળી ઉભય વર્ષ રહ્યા નિજ ઢોંકે;
કરૂણાનિધિ વરષિ દાન દિયો, એકાકી પણે મુનિ માર્ગ લિયો. ૭

તપ સાઢા દ્વાદશ વર્ષ તપ્યા, ઘનઘાતી ચારે કર્મ ખપ્યા;
તવ કેવલભાસ્કર ઉદય થયો, પ્રભુ અતિશય પૂરિત ગાત્રજયો. ૮
મહસેન વને આવ્યા વિહરન્, પદ હેઠલ પદ્મહ કમલ ધરન્;
સમવસરણુ વિરચિત ભગવન્, પુષ્કર સમ દેશન દે અરહન્. ૯
એકાદશ ગણુહર તિહાં ઠાવે, સુર નર નારી પ્રભુગુણુ ગાવે;
ચઉ સહસને ઊપર ચારસયાં, એકણુ દિન સંયમી તેહ થયા. ૧૦
ચોસઠ સુરપતિ મુનિવર સેવે, પ્રભુ! મધુર સ્વરે દેશન દેવે;
અપ્સરગણુ તિહાં બહુ નાચ કરે, અઘ નિકર સકલ
દૂરેંજ હરે. ૧૧
વર દુંદુભી નાદ ગયણુ ગાજે, ધ્વની નિસુણી ઘન અતિશય લાજે;
માની મચ્છરાલા મદ મોડે, પરપાખંડી કર–કજ જોડે. ૧૨
મહિમંડલમાં પ્રભુ જ્યાં વિચરે, ત્યાં નરનારી મહામુદ પ્રસરે;
મિથ્યામતિ દુરમતિ દૂર ટળે, ચિદ્‌જ્ઞાન–સુધાકર આવી મળે. ૧૩
પ્રભુ જંગમ કલ્પતરૂ જાણો, જંગમ તીરથ એ પહિચાણો;
સુખદાયક નાયક નાથ નિલો, તીર્થંકર તાત ત્રિલોક–તિલો. ૧૪
બયતાલીશ વર્ષ ધરી દિક્ષા, સહુ સંઘને આપી શુભશિક્ષા;
પૂરવદિશ પાવાપુરિ–નયરી, ગયા મુક્તે ભવજલ પ્રભુ પયરી.૧૫
થયા અલખ અમૂર્તિ અરૂપ નમો, અવિછેદ અભેદ અવેદ નમો;
અવિબંધ અચર જય અજર નમો, અક્ષય અનઅંત મયીય નમો.૧૩
અહો! અચલ અમલ વર પદ પાયા, અહો! નાથ નિરં-
જન ગુણુગાયા;
રહી ધર્મદાસજી ગુરૂ પાસે, કહે ઇંદ્ર મુનિ એમ ઉલ્લાસે. ૧૭

## વીર-જિન-સ્તવન.

[ આઠ ટકારો કંકણોરે—એ દેશી. ]

શ્રી સિધાર્થકુલાંબરેરે,—સુરિજન—તિમરહરણ—જગભાણ;
મુજ મનડે વસિયો.
મુગતિનો રસિયો, નામે વીરજિનેશ્વરૂરે સુ. વપુ કર સપ્ત
પ્રમાણ. મુજ મનડે વસિયો. ૧
સુંદર વરણ શરીરનોરે, સુરિજન; કસ્સવટચોકલધૌત, મુજ
મનડે વસિયો;
સુગંધ પદ્મસરોજસીરે, ,, તારણ જહાજ અતૌત. ,, ૨
દ્રગાંબુજરી પાંખડીરે, ,, અર્ધમૃગાંકિત ભાલ; ,,
કંબુગ્રીવા અતુલીબલીરે, ,, રાજિત અધર પ્રવાલ. ,, ૩
ઉદર મછોદર સારિખુંરે, ,, ભુજા લલિત મૃણાલ; ,,
કટી નિતંબ જંઘા રસિરે, ,, ગતિ ગયંદ મરાલ. ,, ૪
એક સહસ ને આઠથીરે, ,, લક્ષણે પૂરિત ગાત; ,,
ત્રિગઢ સિંહાસણે બેસણોરે, ,, તારક ત્રિભુવન-તાત. ,, ૫
દ્વાદશ ગુણો પ્રભુ અંગથીરે, ,, વૃક્ષ અશોક સુછાય; ,,
છત્ર ચામર વળી દંદુભીરે, ,, મલિયા સુર નર-રાય. ,, ૬
વાણી અમૃત સારખીરે, ,, અરિહા દે ઉપદેશ; ,,
ભવિક-હૃદય-તરૂ ઝીલતારે, ,, છોડી સયલ કલેશ. ,, ૭
જિમ માર્તંડોદય થકીરે, ,, નાશે તિમિર અંધાર; ,,
તિમ જિનાનન ગિરાસુણેરે, ,, થાય અપાય સંહાર. ,, ૮

સિધ્ધૌષધ બ્રહ્મ રોગનેરે, ,, કંચન વન્નુ તનુ થાય; ,,
તિમ જિનવાણી રસાયણેરે ,, દુષ્ટ કર્મામય જાય. ,, ૯
હું તુમ વચનથી વેગળોરે, ,, ન્યાયેં! ભમ્યો મહારાજ; ,,
મેં અન્યદેવ યાચ્યા ઘણારે, ,, તેણે ન સરિયો કાજ. ,, ૧૦
સુગુરૂ પસાયે પામિયોરે, ,, ધર્મ તુમારો સ્વામ! ,,
રત્નાગમ મુજને થયોરે, ,, મળ્યો તુમારો નામ. ,, ૧૧
નાચે શિખિ ભૂમંડલેરે, ,, સુણી ગગન-ઘનઘોર; ,,
તિમ મુજમન પ્રભુ તું વસ્યોરે,,, જિમ જયેન્દુ ચકોર. ,, ૧૨
તુજ કૃપા સહુ ઉપરેરે, ,, સરખી છે મહારાજ; ,,
પણ અવિરાધિક જીવનાંરે, ,, કારજ સફલાં થાય. ,, ૧૩
શિવસુંદરીશિરસેહરોરે, ,, કોણ કરે તસ હોડ? ,,
લાધાજી-સ્વામી તણોરે, ,, મુનિસિંહ કહે કરજોડ. ,, ૧૪
સંવત્ ગજાંક ઇભ્યેન્દુનારે, ,, સિતાશ્વિન ગુરૂ તીજ; ,,
ચર્મજિણેસર ગુણસ્તવ્યારે, ,, આણી મનમાં રીઝ. ,, ૧૫

## વીર-જિન-સ્તવન.

[ભટીયાણીની-દેશી.]

ચરમ જિણેશ્વર જાણું હો! હું વખાણું શ્રી જિનરાયને,
સિદ્ધારથ-કુળચંદ;
ત્રિશલાદેવીના જાયાહો! પ્રભુ આયા મૃત્યુલોકમેં,
કર્યો સહુ જીવને આનંદ.
સિદ્ધારથકુળચંદા હો! આનંદા સરવે લોકને. (ટેક.) ૧

ત્રીશ વરષ જિન વસિયાહો ! પ્રભુ રસિયા હુવા યોગના,
લીધો સંયમ-ભાર;
તપ કરતાં અતિ ભારિ હો ! તુમે તારી આતમ આપણો,
કર્મ નિવાર્યો ભાર. સિદ્ધારથ-કુળ૦ ૨
જિનજી કેવલ પાયા હો ! તિહાં આયા દેવી દેવતા,
ઈન્દ્ર કરે આદેશ;
દેવતા અતિ ઉમાહ્યા હો ! જે પામ્યા છેલા જિનતણી,
કરે પ્રભુ સેવ વિશેષ. સિદ્ધારથ-કુળ. ૩
તીન ગઢો ગઢરાજે હો ! આકાશે ગાજે દુંદુભી,
સમવસરણ અધિકાર;
જોયણમાને કીધો હો ! સુપ્રસિદ્ધો સરવે લોકને,
સૂત્રે કર્યો વિસ્તાર. સિદ્ધારથ-કુળ. ૪
વચમાં વીર બિરાજે હો ! જિન બેઠા સ્ફટિક સિંહાસને,
પ્રભુજી ! દિયે ઉપદેશ;
મેઘતણી પરે ગાજે હો ! જિન ભાજે ભવિની ભર્મના,
દો વિધ ધર્મ વિશેષ. સિદ્ધારથ-કુળ૦ ૫
સાધ સાધવી સારા હો ! અતિ પ્યારા શ્રાવક શ્રાવિકા,
ચાર તીર્થ સુખકાર;
ચઉવિધ તીરથ થાપી હો ! વળી કાપી કર્મો આપણા,
અન્તે લે અણુસણ સાર. સિદ્ધારથ-કુળ૦ ૬
સુગુણ તમારા ભારી હો ! અજવાળી આતમ આપણો,
મોક્ષે ગયા જિનરાય;

જ્યોતિ સ્વરૂપી જાણો હો ! મન આણો અર્જ સેવકતણી,
જેમ વંછિત સુખ થાય. સિદ્ધારથ–કુળ૦ ૭
મધુકરની પરે રસિયો હો ! જેમ વસિયો ફૂલે કેતકી, (તેમ)
મુજને તુમચો નામ;
ભવસાગરમાં ભમિયો હો ! અવતરિયો નરક નિગોદમેં,
હવે દ્યો મુજ શિવપુર–ઠામ. સિદ્ધારથ–કુળ. ૮
સંવત્ ઓગણીસે જાણો હો ! સુ વખાણો સત્તર સાલનો,
માસ ચૈત્ર સુખકાર;
શુકલપક્ષ અતિસારો હો ! મન પ્યારો શુભ દિન અષ્ટમી,
પ્રભુ નિજ સેવકને તાર. સિદ્ધારથ–કુળ. ૯
ગુરૂજી મુજ ગુણવંતા હો ! શોભંતા સાધુવર્ગમેં,
કર્મચંદ સુખકંદ:
જેણે મુજને તાર્યો હો ! નિવાર્યો પડતાં નર્કમાં,
એમ કહે ઋષિ નાનચંદ. સિદ્ધારથ–કુળ. ૧૦

## વીર–સ્તવન.

[ રાગ—કડખાનો. ]

વીર ગંભીર ભવનીર બહુલા થકી,
પાર ઊતાર સરદાર મેરા;
અર્જ કિંકરતણી સ્વામી શ્રવણે સુણી,
ટાળ જંજાળ બહુ કાલ કેરા. વીર. ૧

માત ત્રિશલાતણા નંદમાં ગુણ ઘણા,
કનકવર્ણા રવી તેજ ધરણા;
સરસ સોહામણા રૂપે રળિયામણા,
દેખતાં તૃપ્તિ નવી થાય નયણાં. વીર૦ ૨
આંખ શોભે ઇસી પાંખ પંકજ જિસી,
અષ્ટમી શશિ સમ ભાલ સોહે;
વદન જિનરાજનો જિમ શશિ શર્દનો,
દર્શનં દેખતાં જગત મોહે. વીર. ૩
ત્રીશ વર્ષા સવી રાજઋદ્ધિ ભોગવી,
એટલે સુર લોકાંતિક આવે;
તેહ બૂઝો કહે સ્વામી સંયમ લહે,
નાણ ચોથો પ્રભુ તામ પાવે. વીર. ૪
અચલ ગિરિવર પરે શૂર હરિ જિમ ધરે,
સોહમ–સ્વામીની ઠકુરાઇ આણી;
શીતલ રાકાપતિ અધિક તિણથી છતી,
શીતલતાઇ પ્રભુની વખાણી. વીર. ૫
મનુજ તિર્યકૃતણા દેવ પરિષહ ઘણા,
ચરમ જિન કરમના ફંદ કાપે;
ઘાતી અરિ ક્ષય કરી વિમલ કેવલ વરી,
ધીર વડવીર ચિહું તીર્થ થાપે. વીર. ૬
ચઉવીશમા જિનવરા પરમ આનંદકરા,
વિચરિ પાટણ પુરે નગર સ્વામી;

ઉપકાર કીધા ઘણા ભાગ્ય ભવિયણતણા,
તારી નિજ ભક્તને મુક્તિ પામી. વીર. ૭
મુજ મને તું વશ્યો મીન મન જલ જિસ્યો,
વળી શિખિ ચાહે જેમ શબ્દ ઘનને;
મન મધુકરતણો અમ્બુજ ઇચ્છે ઘણો,
વળી જેમ ચાહે ચકોર ચંદને. વીર. ૮
નાથ તું માહરો દાસ હું તાહરો,
અવર ઇચ્છું નહિં દેવ કોઇ;
પુણ્યે પ્રભુ પાઇયો પાલવ સાહિયો,
પ્રીતમાં અંતરો કેમ હોઇ. વીર. ૯
બોલ દીજે હસી એમ કહે તેજસિં,
જે તુજને સહિ મુક્તિ દેશું !
શિવપદ પામશું તુજ ગુણ ગાયશું,
દાસ અરદાસ ઈમ કરત થેશું. વીર. ૧૦
જ્ઞાતા શ્રુત અઝયણ જિન કહ્યા જેતલા,
તેટલા સંવત પર વરષ જુગનો;
પાઉસ પહિલાતણી અષ્ટમી શુકલની,
મકનસુત કહેત શુભ મંડનપુરનો. વીર–ગંભીર. ૧૧

## વીર–સ્તવઃ

સિદ્ધારથ–સુત સુણજો સનેહી, હુંતો અરજ કરૂં કરજોડીરે;
મુકી પરા નિજ કિંકરોને તું, શિવપુરમેં ગયો દોડીરે. સિ. ૧

ટળવળતા ભવ્ય જીવોને મે'લી, એમ કેમ સાહેબ જઇએરે;
કોઇ ન રાખ્યો તેં નાણી શાસનમેં, કેને આધારે રહીએરે. સિ. ૨
પિયુ વિના જેમ પ્રેમદા દીસે, માય વિના જેમ બાલોરે;
તેમ શાસન નાણી વિના દૂજો, કરશે કોણ સંભાળોરે ? સિ. ૩
સાર કરો નહિં શાસનકેરી, તો સ્વામી કેમ કે'વાશોરે ?
સ્વામીપણાની જો ચાહના છે તો, આવી દેજો દિલાસોરે. સિ. ૪
કોઇક પુન્ય ઉદયથી મેં પ્રભુજી, તું રત્નચિંતામણી દીઠોરે;
મોહનગારો તું પ્રીતમ પ્યારો, મનમાં લાગો મીઠોરે. સિ. ૫
બોલો બોલો તુમે દીનદયાલુ, નાથ નિઠુર ન થઇએરે;
હોય જો ચૂક સુખેં મુખ ભાખો, મૌનધરી કેમ રહીએરે ? સિ. ૬
આવી જે વળગ્યા પાલવ તારે, તે કેમ વેગળા થાશેરે ?
છાંટો જે લાગો પ્રેમનો પ્રભુજી, ધોયો કેમ ધોવાશેરે ? સિ. ૭
તું સજ્જન તું મિત્ર સરીખો, તું તાત સહોદર સ્વામીરે;
તું જગ રાજ રાજેશ્વર ટીકો, મીઠડા અંતરજામીરે. સિ. ૮
મનવંછિત ફળ આપવા તુંહી, કલ્પતરૂ જેમ દાતારે;
ભવદાવાનલ વારવા સ્વામી, મેઘપરેં કરો શાતારે. સિ. ૯
તેજ રવિ શશિ શીતલ જેમ, નગ જેમ અડગ કહાવેરે;
વાણી સુધારસ જેમ ઘનવરસે, તુમગુણ પાર ન આવેરે. સિ. ૧૦
ભાનુ ઉદય જેમ પંકજ ફૂલે, તેમ મુજમન જિન દીઠરે:
નાગવંશી તેજસી કહે તુમશું, લાગો રંગ મજીઠરે. સિ. ૧૧

# શ્રેયાંસ–જિન–સ્તવઃ

[ દેશી–કડખાની. ]

શ્રી શ્રેયાંસ પરશંસ કીજે શુધ ભાવથી,
સમરિયે સ્વામ પરભાત વેળા;
દેવ અગ્યારમો શંખ જેમ દાયમો,
દુરિત હોય દૂર ભરપૂર લીલા. ૧

જય જય જિનપતિ નામે પામે રતી,
શુભમતિ સ્વામ દીદાર દીઠે;
ધ્યાન એહનું ધરે સકલ પાતિક હરે,
સેવે સુખ થાય દુખ દૂર નીઠે. જય. ૨

સિંહપુરી નયરી અતિ સુંદર શોભતી,
ભૂપતિ ન્યાયી વિષ્ણુ વખાણો;
તાસ પટરાગણી વિષ્ણુ શુભ લક્ષણી,
તેહનો નંદ જગચંદ જાણો. જય. ૩

રૂપ સુંદર ખરે ! તેજ ભાનુ પરે,
લક્ષણ સહસ્ર ને અષ્ટ નીકા;
કાય શોભે ઘણી ધનુષ્ એંશીતણી,
અમૃતસમ વયણ જિનરાજજીકાં. જય. ૪

દેવ દીઠા ઘણા અવરમતિયાંતણા,
પ્રીતમ ! તુમ સમ કોણ આવે ?

તુંહી ચિંતામણી રત્ન ત્રિભુવન–ધણી,
 ઓર સહુ ભક્ષરો મૂલ્ય પાવે. જય. ૫
કાયરતા ઘણી કુંથુ હણવા ભણી,
 રાય જમનેં મુખે દે તમાચો;
ભવજલ તારવા પાર ઊતારવા,
 નાવ અદભૂત તું સ્વામ સાચો. જય. ૬
શિવપદ દીજિયેં માની અબ લીજિયેં,
 મકનસુત કહતહે અર્જ મેરી;
સંવત ઓગણીસ નેં વરષ પચલોતરે,
 માઘ શુદ્દિ પંચમી કૃષ્ણ કેરી. જય. ૭

## શાંતિ પ્રભુજીની લાવણી.

[ રાગ-લાવણી-સુગુરૂ બડાહૈ ઉપકારી. ]

શાંતિ જિન સદાય સુખકારી, અબ મહેર કરો મહારાજ
 હરો મેરી દુરગતિકી બારી;
શિખામણ પ્રવચનકી ધારી, તજી કુગુરૂ કુદેવ મેરે મન
 સુગુરૂ સંગત—પ્યારી....ટેક. ૧
કુરૂજંગલમાં ગજપુરનયરી, અધિક શોભા જ્યાંરી;
 ગઢ મઢ મંદિર શોભા સુંદર, બહુરૂદ્ધિ ભંડારી. શાંતિ. ૨
કાજ કરે વિશ્વશેન–નરેશ્વર, અચિરા તસ નારી;
 રૂપે સુંદર મોહે પુરંદર, અપછર અનુહારી. શાંતિ. ૩

સર્વાર્થસિધ્ધે તેત્રીશ સાગરનો, ભોગવી આયુષ્યભારી;
અચિરા રાણી કુખ કંદરમાં, લીધો અવતારી. શાંતિ. ૪
પૂર્ણ માસે પ્રભુજી જન્મ્યા, આવી છપન્ન કુમારી;
સુરપતિ નરપતિ મળીને કીધો, જન્મ-મહોત્સવ ભારી. શાં. ૫
પચવિશ હજાર વર્ષ પ્રભુજી, કુમર પદ ધારી;
મંડલીક રાયની પદવી ભોગવી, વર્ષ પચ્ચીશ હજારી. શાંતિ. ૬
આયુદ્ધશાલામાં ચક્ર ઊપનો, હુવો મહોત્સવ ભારી;
ચક્ર પ્રભાવે ભરત ક્ષેત્રમાં, આણાવર્તિ જ્યાંરી. શાંતિ. ૭
સહસ્સ ચોસઠ નૃપની કન્યા, પ્રભુ પરણ્યા નારી;
સહસ્ર પંચોતેર વર્ષ તાંઇ, સુખ ભોગવ્યા ભારી. શાંતિ. ૮
રાજ ઋદ્ધિ છોડી લિયો સંજમ, સહસ્ર પુરૂષ લારી;
એક માસ લગેં છદમસ્ત રહી, હુવા કેવલ ધારી. શાંતિ. ૯
બાર જાતની પ્રષદામાં પ્રભુ, દિયે દેશન સારી;
સુખકારી પ્રભુ શાંતિજિનેશ્વર, હું જાઉં બલીહારી. શાંતિ. ૧૦
બાસઠ હજાર થયા ઋષીશ્વર, પંચમહાવ્રત-ધારી;
સહસ્ર નેવ્યાસી હુઇ આરજા, તજી સુખ સંસારી. શાંતિ. ૧૧
એક લાખ નેવું હજાર શ્રાવક, દ્વાદશ વ્રત-ધારી;
ત્રણ લાખ ત્યાશી હજાર શ્રાવિકા, ભલીમતિ જ્યાંરી. શાંતિ. ૧૨
પચ્ચવિશ સહસ્ર વર્ષ પ્રભુ પાળ્યો, ઉત્તમ આચારી;
નવસેં મુનિશું મોક્ષેં પહોતા, એકમાસ સંથારી. શાંતિ. ૧૩
શાંતિકારી પ્રભુ શાંતિ જિનેશ્વર, હરો પીડા મારી;
સંસારસમુદ્રમાં બૂડતાં મુજને, પ્રભુ લેજો તારી. શાંતિ. ૧૪

પૂજ્ય પુરંદર દેવજી-સ્વામી, બહુ ગુણ-ભંડારી;
તિલકસિંહ સ્વામી છતી શક્તિએં, કીધો સંથારી. શાંતિ. ૧૫
કર્મેન્દુ કહે શાંતિજિનેશ્વર, સુણો અરજ મારી;
મહેર કરીનેં મુજનેં દેજો, સેવા ચરણાંરી. શાંતિ. ૧૬

## શ્રી નેમીજિન સ્તવન:

[ રાગ—પ્રભાતી. ]

પ્રભુ બ્રહ્મચારી ભલીરે વિચારી, છોડી રાજુલ નારીરે;
સમુદ્રવિજયકે નંદન પ્રભુજી, માત શિવાદેવી જ્યાંરીરે. પ્રભુ. ૧
જાન જોડકેં તોરણ આવ્યા, જ્યાં રોવે ત્રણચારીરે;
સોર સુણી કરૂણા કરી મનમેં, જેની પીડ નિવારીરે. પ્રભુ. ૨
રથ ફેરકેં પાછા વળિયા, આય મળ્યા ગિરિધારીરે;
આ અવસર નહિં ફિરનો નીકો, દેખો હૃદય વિચારીરે. પ્રભુ. ૩
નેમ કહે સુણો બંધવ હમારી, લય લાગી શિવનારીરે;
દાન દઈ વ્રત લહીને સ્વયંમુખ, જાઈ ચઢયા ગિરનારીરે. પ્રભુ. ૪
ચોપન દિનમેં કેવલ પામી, ચાર કરમ દિયા બાળીરે;
ચોશઠ ઇંદ્ર આયે કરજોડી, પાયનમે હિતકારીરે. પ્રભુ. ૫
સમવસરણકી બહુ વિધ રચના, ત્રિગડે શોભાકારીરે;
બાર જાતની પ્રખદામાંહે, દિયે દેશના વિસ્તારીરે. પ્રભુ. ૬
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, થાપ્યા તીરથ ચારીરે;
મોહનહરિ કરજોડી વંદે, દ્યો સેવા ચરણાંરીરે. પ્રભુ. ૭

# ચોવિશ-જિન-સ્તવન.

( દેશી ભટીઆણીની. )

શ્રી શ્રી આદિ જિણેશ્વર હો ! અલવેસર નાથ અજીતજી,
વંદું શ્રી સંભવ જિણંદ;
અભિનંદન ને સુમતી હો ગઈ કુમતી જેહના નામથી,
પદ્મ સુપાસ જિનચંદ.
ધન ધન જિનવર જ્ઞાનીહો ! અબ માની મુજરો લીજિયે. ૧
સુવધી શીતલ ભજિયેં હો ! દૂર તજિયેં વિષય વિકારને,
કીજેં શ્રીયંસની સેવ;
વાસુપૂજ્ય સુખકારીહો બલિહારી વિમલ જિનજીતણી,
અનંત ધર્મ મમ દેવ. ધન. ૨
શાંતિ કુંથુ અર સ્વામીહો પ્રભુ પામી પદવી દોયને,
ચક્રિ અને જિનરાજ;
મલ્લી મુનિસુવ્રત ધ્યાવો હો ગુણગાવો નમિ નેમીતણા,
સરશે આતમ-કાજ. ધન. ૩
પારસ પ્રભુને પૂજો હો નહીં દૂજો દેવો એહવો,
દીનદયાકર સ્વામ;
ચરમ જિનેશ્વર નમીએહો નહિં ભમીએ અથિર પદારથેં,
જપતાં જિનવર નામ. ધન. ૪
જિનવર શિવપુરદાતાહો ગુણગાતાં નવ નિધ સંપજે,
ભવ ભવ પાતિક જાય;

મનવંછિત સુખ પામેહો દુખવામે કર્મ–વિકારનાં,
જેહ ભજે જિનરાય. ધન. ૫
સાયર જેમ ગંભીરાહો પ્રભુ ધીરા ગિરિવરની પરે.
શીતલ ગુણે શશિ જેમ;
તેજ રવીથી દીપેહો પ્રભુ જીપે અરિદલ–કર્મને,
વાણી ઘનામૃત પ્રેમ. ધન. ૬
શિખિ મન લીનો ઘનમેંહો જિમ મનમેં ચંદ્ર ચકોરને,
મધુકર કેતકી ચાય;
મીન રહ્યો જલવાસિહો અવિનાશી તેમ મન માહરે,
વસિયા શ્રી જિનરાય. ધન. ૭
ભરત ક્ષેત્રથી ભાવેહો તેજસી ગુણ ગાવે પ્રેમથી,
તમે પ્રભુ શિવપુર ઠામ;
સંવત ઓગણીસો જાણો હો સુ વખાણો વરસજ પાંચરો,
માસ મધુતણો નામ. ધન. ૮

## શ્રી સીમંધર સ્તવઃ

સ્વસ્તિ શ્રી પુખલાવતી, જિહાં વસે દેવાધિદેવારે;
ઇંદ્ર ચોસઠ કરે ચાકરી, જ્યાંરી સુર નર સારે સેવારે.
વિનતિ એક મુજ વાલહા, તુમે માનજો દીનદયાલુરે;
આશ ધરી પ્રભુ તુમ તણી, મેં તો પ્રેમે પાલવ ઝાલ્યુંરે. વિન. ૨
સીમંધર સ્વામી સુણો, તુમ કેવલ જ્ઞાન છે ભારીરે;
મહેર કરી મુજ સાહેબા, સામું જુઓ નજર નિહાલીરે. વિ. ૩

ત્રિગડામાં ત્રિભોવનધણી, તેજે કિરણ ધિતા જેમ દીપોરે;
શીતલતા શશિની પરેં, તુમેં અડોલ પણેં નગ જીપોરે. વિ. ૪
ગંભીરતા ઉદધી પરે, વળી સભા સુધર્મા જેસીરે;
લક્ષણ અંગે શોભતા, એક સહસ્રને આઠ કહેસીરે. વિ. ૫
અહિરીપુ મન જલધર વસ્યો, વળી શશિને સાયર જેમોરે;
મીન રહ્યો વારી વિષે, અને મધુકર પંકજ પ્રેમોરે. વિ. ૬
વળી ચકોર ચંદની પરેં, પ્રભુ મુજ મન તુમશું લાગોરે;
ટાળ્યો ન ટળે સાહેબા, જે કાંઈ લાગો નેહનો દાગોરે. વિ. ૭
મનપરચવ નાણી કેવલી, નહિં કોય પંચમ આરેરે;
તુમે રહ્યા પ્રભુ વેગળા, મારા શંસય કોણ નિવારેરે? વિ. ૮
વિદેહ માંહે હું ઊપનો, બહુ વેળા કેવલી પાસેંરે;
વાણી સુધારસ સારખી, કરમેં કૌતિક ભાસેરે. વિ. ૯
તુમ સેવામાં સુર ઘણા, તેમાંહેથી જો કોઇ આવેરે;
મુજ મન ગુહ્યની વારતા, તે પ્રભુજી તુમને પોંચાવેરે. વિ. ૧૦
માહરા અવગુણ છે ઘણા, સ્વામી ગિરૂવા રીશ ન કીજેરે;
આપોપું સંભાળીનેં, વ્હાલા વેગેં દરશણ દીજેંરે. વિ. ૧૧
કિંકર પર કરૂણા કરી, પ્રભુ દીન-દયાકર જ્ઞાનીરે;
અરજ એસી કહે તેજસીં, દીજે શિવપદની નિશાનીરે. વિ. ૧૨
કૃપા કરી મુજનેં કહો, તુજને કેવલ મુક્તિ દેશુંરે;
મંડલપુર-વાશી વદે, પ્રભુ! તુમ વિના કેને કહેશું રે! વિ. ૧૩
સંવત રામા જિનજી લગેં, અનેં વરષ જુગનો વખાણોરે;
શુક્લ પક્ષ ષષ્ટીદિનેં, રૂતુ વર્ષાનો દૂજો જાણોરે. વિ.; ૧૪

# વીશ વિહરમાન્ સ્તવઃ

[ ઉંબરીયોને ગાજે હો ભટિયાણી–એ દેશી. ]

શ્રી સીમંધર સ્વામી હો શિરનામીને કરૂં વંદના,
તિમ યુગમંધર દેવ;
બાહુ સુબાહુ મેરી હો મનકેરી આશા પૂરવે,
ચાહું સુજાતની સેવ.
ધન ધન જિનવર જ્ઞાનીહો અબ માની મુજરો લીજિયે (ટેક.) ૧
સંયમ પ્રભુને સેવો હો નહીં દેવો એહવો જગતલે,
ઋષભાનંદન સ્વામ;
અનંતવીર્જ અવધારો હો મુજ વારો વેરી વાલહા,
સૂરદેવ ગુણધામ. ધન. ૨
વિશાલ વજ્રધર વંદોહો ભવિ નંદો આતમ આપણો,
ચંદ્રાનન જિણંદ;
ચંદ્રબાહુ ચિત ચાહું હો, પ્રભુ સાહું છેડો જો મળે,
જિન ભુયંગ જગચંદ. ધન. ૩
ઈશ્વરશું મન રાચો હો નેમીસર સાચો સાહેબો,
વીરસેન જિનરાજ;
મહાભદ્ર અતિ સુંદર હો શિવમંદિર દીજે હેજશું,
બાંહે ગ્રહ્યાની લાજ. ધન. ૪
દેવયશા યશવંતા હો મલપંતા ચાલે ગજગતી,
રૂપ સરૂપ અનૂપ;

અજીતવીર્જ અવિનાશી હો પ્રભુવાસિ મુજ મનડાતણો,
વારણ ભવજલકૂપ. ધન. ૫
સાયર જેમ ગંભીરા હો પ્રભુ ધીરા ગિરિવરની પરેં,
શીતલ ગુણે શશિ જેમ;
તેજ રવીથી દીપે હો પ્રભુજીપે અરિદલ-કર્મને,
વાણી ઘનામૃત પ્રેમ. ધન. ૬
અહોનિશ પ્રેમે ધ્યાઇયે હો ગુણગાઇયે જિન રલિયામણા,
વિચરે વિદેહમાં વીસ;
મનવંછિત સુખ પૂરે હો દુખ ચૂરે ભાવે જે ભજે,
જગતારણ જગદીશ. ધન. ૭
શિખિ મનમેં ઘન વસિયો હો, જેમ રસિયો મધુકર કેતકી,
મીન રહ્યો જલમાંય;
તિમહું તુમચો રાગી હો વડભાગી મિલસો કેણી પરેં, ?
સો મુજ હિયો બતાય. ધન. ૮
જિન ગુણ મંડણપુર સહીહો કહે અહીગોત્રી સા તેજસીં,
આણી હર્ષ વિશેષ;
વાસ તમારો છેટે હો ઇહાં બેઠે હું કરૂં વંદના,
આપ રહ્યાછો દેખ. ધન. ૯
સંવત ઓગણીસ કેરો હો ભલેરો વરસ પાંચનો,
માસ મધુ સુખકાર;
તવન સદા જયકારી હો તિથિ સારી કૃષ્ણા અષ્ટમી,
જપતાં જયજયકાર. ધન. ૧૦



# ઉપદેશી—સઝાય.

[ શખીરીની—દેશી. ]

સખીરી શુદ્ધનયેં સરવે ભલા, હાંરેહાં સરવે ભલા;
જીવદ્રવ્ય છે એક, ભવિકજન સાંભળો.
,, વ્યવહારે બગડયા ઘણા, ,,
તેહના ભેદ અનેક. ભવિકજન સાંભળો. ૧
,, ગતિ જાતિ વેદાદિ વિષે, ,,
ભમ્યો અનંતિ વાર, ભવિકજન સાંભળો.
,, આણાવિણ અરિહંતની, ,,
નહિં સુખનો દાતાર. ભવિકજન સાંભળો. ૨
,, અવય પુરિથી આવિયો, ,,
વ્યવહાર માંહે વિશેષ. ભવિકજન સાંભળો.
,, ભ્રમણ કરે ભવકૂપમાં, ,,
તિણ સાહામું તું દેખ. ભવિકજન સાંભળો. ૩
,, કાળ અનંતે જીવડો, ,,
આયો આરજદેશ, ભવિકજન સાંભળો;
,, સત્યાસત્ય ન જાણહીં, ,,
લહે કલેશ અશેષ; ભવિકજન સાંભળો. ૪
,, સદ્ગુરૂચરણાં ભેટિયેં, ,,
આણી ઉપસમ ભાવ; ભવિકજન સાંભળો.

,, વારો વિષય કષાયને, ,,
લહી જિન–ધર્મનું દાવ. ભવિકજન સાંભળો. ૫
,, ભદ્રક ભાવને આદરો, ,,
રાખો વિનયની ટેવ, ભવિકજન સાંભળો;
,, સેવો ગુરૂગુણ આગળા, ,,
મૂકીને અહમેવ. ભવિકજન સાંભળો. ૬
,, ગુણ અઢાર અંગીકર્યાં, ,,
નહિં અવગુણનો સંગ; ભવિકજન સાંભળો.
,, અરિહંત પદને ઓલખો. ,,
ધ્યાન ધરો મનરંગ. ભવિકજન સાંભળો. ૭
,, રત્નત્રયી આરાધિયેં, ,,
દેવ ગુરૂ ને વળી ધર્મ, ભવિકજન સાંભળો.
,, સાધ્ય સાધન વિગતેં ગ્રહો, ,,
પામો વર શિવશર્મ. ભવિકજન સાંભળો. ૮
,, સદાગમ શ્રવણે સુણો, ,,
શુચિ હૃદયે રૂચિવંત; ભવિકજન સાંભળો.
,, આદરથી અંગે ધરો, ,,
ભાવે ભજો ભગવંત. ભવિકજન સાંભળો. ૯
,, ક્રિયાવિધિને ઓલખી, ,,
મુક્તિ–તણાં સોપાન; ભવિકજન સાંભળો.
,, પામીને પરિચય કરો, ,,
સંપતિ સરખું દાન. ભવિકજન સાંભળો. ૧૦
,, ક્રમેં ક્રમેં ગુણ ઊપજે, ,,

મૂકે અનાદિ ઉપાધિ; ભવિકજન સાંભળો.
,, ગુરૂ સન્નિધે આતમા, ,,
સાધક સાધે સાધિ. ભવિકજન સાંભળો. ૧૧
,, ઘાતી કર્મદલ ખેરવે, ,,
લહે કેવલવર નાણ; ભવિકજન સાંભળો.
,, અનંત ચતુષ્ટય ઉલ્લસ્યા, ,,
ચડયા ચઉદમે ગુણઠાણ. ભવિકજન સાંભળો. ૧૨
,, ક્ષીણ મોહી હુઆ પછે, ,,
આઘાતિબલ ક્ષીણ, ભવિકજન સાંભળો.
,, પણ અક્ષર સ્થિતિ ભોગવી, ,,
થયા સિદ્ધાસન લીણ. ભવિકજન સાંભળો. ૧૩
,, સંવત્ ઓગણીશ સાડત્રીશમેં; ,,
મંજલગામ ચોમાસ; ભવિકજન સાંભળો.
,, પૂજ્ય કર્મેન્દુ પસાયથી, ,,
કહે નાનચંદ ઉલ્લાસ, ભવિકજન સાંભળો. ૧૪

## સાત વાર.

[ આધા આમ પધારો પૂજ–દેશી. ]

આદિતવારેં દેવ ગુરૂ ધર્મની, કરો પ્રાણી તુમે પરિક્ષા;
ખોટા તજીનેં સાચા આદરજો, એ સદ્ગુરૂની શિક્ષા. ૧
વારૂ સાતે વાર વિચાર, ધર્મતણેં રંગ રહિયેં. ( ટેક– )
નિરવિઘન નિરાબાધ, મુક્તિતણાં સુખ લહીંએં. ૨

સોમવારેં સમતા તમે રાખો, ટાળો ક્રોધ કષાય;
ક્રોધ કરીને મરે જે પ્રાણી તે, વાઘ સર્પ થઈ જાય. વારૂ. ૩
મંગળવારેં મનુષ્ય–ભવ પાયો, વળી આર્ય દેશમાં આયો;
પૂર્વ પુન્યે તુને સદ્ગુરૂ મળિયા, કરોજ ધર્મ સવાયો. વારૂ. ૪
બુદ્ધવારેં તમે બૂઝો પ્રાણી, આ અવસર ફરી નાવે;
મોહ માયા વળી મમતા મૂકી, ધર્મ કરો વડ દાવે. વારૂ. ૫
બૃહસ્પતવારેં વ્રતને પાળો, શ્રાદ્ધ–શ્રાવકના જેહ;
દોય મારગ છે મુક્તિ કેરા, ધર્મ કરો સંસ્નેહ. વારૂ. ૬
શુક્રવારેં અતિ સુકૃત કરીયેં, તરિએં ભવજલ તીર;
સુકૃતથી સદ્ગતિએ પહોંચે, કહી ગયા મહાવીર. વારૂ. ૭
શનિવારેં સરખાં સહુ લેખો, ત્રસ થાવર જે પ્રાણી;
એહ દયાપાળે સુખ પામે, એ જિનવરની વાણી. વારૂ. ૮
સાતવારનો અર્થ સુણીને, જૈનધરમ જે કરશે;
દેવજી–સ્વામી શિષ્ય કર્મચંદ બોલે, તે ભવસાગર તરશે.વારૂ. ૯
સંવત્ અઢાર એક્યાશી વર્ષે, સારો શ્રાવણ માસ;
કૃષ્ણ દ્વિતીયા બુદ્ધવાર દિન, વડાલે રહ્યા ચોમાસ. વારૂ. ૧૦

## પંદર તિથિ.

[ દેશી–છેડાનાંજી. ]

પ્રથમ જિનેશ્વર જગગુરૂ વાંદિ, સદ્ગુરૂને મન આણું;
તેહતણો સુપસાય લહીને, પંદરે તિથિ વખાણું.
ચતુરનર ચેતો, ચેતો ચેતો ચેતો ચતુરનર ચેતો. ૧

પડવે પિંડ અછે આ કાચો, જેવો માટીનો ભંડ;
વિણસી જાતાં વાર ન લાગે, તે કેમ રહેશે અખંડ ? ચ. ૨
બીજે બાળપણું તેં ખોયું, હસતાં રમતાં પ્રાણી;
ગયું યૌવન બૂઢાપણુ આવ્યું, તોય ધર્મની વાત ન જાણી. ચ. ૩
ત્રીજે તારૂં નથી કોઇ ભેળા, હૃદય વિચારી જોય;
માતપિતા સહુ સુખના બેલી. વિણ સ્વાર્થે નહીં કોય. ચ. ૪
ચોથે ચોકસ નહિં એક પળનો, (તો) એટલો આરંભ શું માંડે ?
મેડી મંદિર હાટ ચણાવ્યા, (પણ) મોત આવ્યે સહુ છાંડે. ચ. ૫
પાંચમે પાપમાંહે રહ્યો રાચી, ન કરે ધર્મનાં કામ;
વિષયોમાં લુબ્ધ્યો રહે પ્રાણી, ન ગમે ભગવંતનામ. ચ. ૬
છઠ્ઠે છેલ છબીલો થઇ હાલે, પણ યમશું જોર ન ચાલે;
માતપિતાને ચાકર ઠાકર, મરતાં કોઇ ન ઝાલે. ચ. ૭
સાતમે સમજો ઉત્તમ પ્રાણી, સુણો સાધુની વાણી;
પરભવ જાતાં તે સુખ પામે, જેહ કરે ભલિય કમાણી. ચ. ૮
આઠમે અનંતા ભવમાં ભટક્યો, ધર્મ વિના એ જીવ;
કુગુરૂ કુદેવ કુધર્મને સેવ્યો, નવિ પામ્યો સમકિતનીવ. ચ. ૯
નવમે નિવર્તો આરંભ આશ્રવથી, થાઓ સંવરના રાગી;
વ્રત વધારો ઉત્તમ પ્રાણી, દુષ્ટ વાસના ત્યાગી. ચ. ૧૦
દશમે દશ દ્રષ્ટાંતે દોહિલો, મનુષ્યનો અવતાર;
પૂરવ પુન્યે પામ્યો પ્રાણી, તે એળે મત હારો. ચ. ૧૧
ઇગ્યારસે એહવું જાણી, ધર્મ કરોને ભાઇ;
પરભવ જાતાં જીવને હોસે, સાચો એહ સખાઇ. ચ. ૧૨

બારસે બાર વ્રત જે પાળે, શ્રાવક કહિંએ તેહ;
સંસાર માયાથી રહે અળગો, રાખે ધર્મશું નેહ. ચ. ૧૩
તેરસે ત્રણ મનોરથ ચિંતવો, ભાવ ધરી નર નારી;
વીતરાગ દેવે સ્વયંમુખ ભાખ્યો, શ્રી ઠાણાંગ મઝારી. ચ. ૧૪
ચઉદસે ચેતીનેરે પ્રાણી, જેણે કીધા ધર્મના કામ:
હિંશા ટાળી દયા અજવાળી, તેના રહ્યા યુગોયુગ નામ. ચ. ૧૫
પુનમે પુરુષોત્તમને સેવો, જે મોટા મુનિરાય;
સાધુ સંગતિ કર્યાથી જીવને, લાભ ઘણેરો થાય. ચ. ૧૬
પંદરે તિથિ હૂઈ સંપૂરણ, કહે ઋષિ કરમચંદ;
દેવજી—સ્વામી ગુરૂને પ્રતાપે, દિનદિન અધિક આણંદ. ચ. ૧૭
સંવત અઢાર એક્યાસી વર્ષે, વડાલે રહ્યા ચોમાસ;
કૃષ્ણ સાતમને સોમવારે, રૂડો શ્રાવણ માસ. ચ. ૧૮

---

## બાર માસ.

---

[ દેશી—રઘુપતિરામ હૃદયમાં રહેજોરે. ]

પ્રણમું આદેશર ઉલ્લાસરે, આણી સદ્ગુરૂની આશારે;
હર્ષે ગાઇશું બારેમાસ.
ભાવે ધર્મ કીજીએ બારે માસરે, જિમ પામિયે શિવપુર વાસ. ૧
આષાઢે આરંભને છંડોરે, તમે ધર્મ કરવાને મંડોરે;
વળી આઠે કર્મને ખંડો. ભાવે. ૨
શ્રાવણે સદ્ગુરૂની કરો સેવારે, જેમ સુખ પામો નિતમેવારે;
તમે છોડો મિથ્યાત્વની ટેવા. ભાવે. ૩

ભાદરવે ભય ગયા ભાગરે, જેણે રાખ્યો ધર્મશું રાગરે;
તેને થયો દુરગતિનો ત્યાગ. ભાવે. ૪
આશોએં આશ્રવના ત્યાગીરે, તમે થાઓ સંયમના રાગીરે;
એમ કહીગયા વીતરાગી. ભાવે. ૫
કાર્તિકેં કરૂણા નિત ધરજોરે, છકાયની રક્ષા કરજોરે;
તમે નિંદ્યા વિકથા પરિહરજો. ભાવે. ૬
માગશરેં મનુષ્ય-દેહ પાઇરે, વળી આર્ય દેશમાં આઇરે;
હવે ધર્મ કરો સોરવાઇ. ભાવે. ૭
પોષ માસેં પાર ઉતરશેરે, જે કોઈ સંગ સાધુજીનો કરશેરે;
તે તો સંસાર સુર્લભ તરશે. ભાવે. ૮
માહા માસેં માનને ગાળોરે, નિજ આતમને અજવાળોરે;
અવિનય ટાળી વિનય સંભાળો. ભાવે. ૯
ફાગણેં ફરિયો ગતિ ચારરે, પણ નહિ પામ્યો હજી પારરે;
હવે સાધુ થકી નિસ્તાર. ભાવે. ૧૦
ચૈત્ર માસેં ચેતો પ્રાણીરે, આયુ અથિર અંજલિનું પાણીરે;
તુમે સુણો સાધુજીની વાણી. ભાવે. ૧૧
વૈશાખેં વિવેકને રાખોરે, મુખથી સત્ય વચનજ ભાખોરે;
જેમ શિવરમણીસુખ ચાખો. ભાવે. ૧૨
જેષ્ટ માસેં જેણે ધર્મ કીધારે, તેહના મનના મનોરથ સીધારે;
નરક તિર્યંચને તાળા દીધા. ભાવે. ૧૩
એ પૂરા થયા બારે માસરે, ધર્થ કરજો આણી ઉલ્લાસરે,
જેમ પામો અવિચલ વાસ. ભાવે. ૧૪

સંવત અઢાર એક્યાસિયો સારરે, શ્રાવણ વદિ ત્રીજ ગુરૂવારરે;
સુગ્રામ વડાલે શ્રીકાર. ભાવે. ૧૫
મહા પંડિત દેવજી–સ્વામીરે, શિષ્ય કર્મચંદ કહે શિરનામીરે;
તમ પ્રતાપે મેં બુદ્ધિ પામી. ભાવે. ૧૬

## ચારગતિની ૪ ઢાળો.

(દોહા)

પ્રથમ નમું અરિહંતને, સમરૂં સરસ્વતી માત;
ગુરૂ–ચરણ પ્રણમું સદા, મહિમા જગત–વિખ્યાત. ૧
વાણી સુણી શ્રી વીરની, સૂત્ર થકી સુખદાય;
ભવિક જીવ જે આદરે, (તે) નિશ્ચે મુક્તે જાય. ૨
ઉત્કૃષ્ટો આરંભ કરે, હણે પંચેન્દ્રિ જીવ;
મદ્ય માંસ નિત ભોગવે, પીએ અપેય નિશિ દીવ. ૩
એહ અનુષ્ઠાને આતમા, કર્મે ભારી થાય;
અશુભ આયુને બાંધિને, નરકતણા દુખ પાય. ૪

ઢાળ ૧— ( મૃગાપુત્ર મોહીરે–એ દેશી. )
નરકમાંહિ દુખ ભોગવ્યાજીરે, તે ચેતન તું વિચાર;
ભાવે કરી તુજ ભેદિયોજીરે, એ કર્મતણા વિકાર,
સુણ ચેતન! હ્રદય વિમાસીરે જોય. (ટેક.) ૧

૧ પૂર્વ કૃત્ય સંભારીનેજીરે. ઇતિ પાઠાંતર.

પરમાધામી પાપિયાજીરે, દયા નહિ દિલમાંય;
પન્નરે જાતી તેહનીજીરે, દુઃખ આપણુ ઉપજાય. સુણુ ચેતન. ૨
કુંભીમાહિંથી કાઢીનેજીરે, આપે દુઃખ અસરાલ;
[૧]પૂર્વ–વેર સંભાળીનેજીરે, છાંટે તેલ ને ક્ષાર. સુણુ ચેતન. ૩
ઘાણીમાંહિં ઘાલનેજીરે, પીલી નાખેરે ક્રૂર;
મારે પાડે ફાડે ઘણુંજીરે, ઉઠયા પાપના પૂર. સુણુ ચેતન. ૪
ઉષ્ણુ–યોનિ જે નારકીજીરે, શીત–યોનિએ પડે આપ;
શીત–વેદન વેદે ઘણુંજીરે, એ પૂર્વ ભવના પાપ. સુણુ ચેનત. ૫
શીત–યોનિ જે નારકીજીરે, ઉષ્ણુ વેદન વેદનાર;
ભયે કરીને પરાભવ્યાજીરે, દુઃખ તણો નહિં પાર. સુણુ ચેતન. ૬
ક્ષુધા તૃષાએ પીડિયોજીરે, વળી માથે દિયે માર;
દુષ્કૃત કીધા પૂરવેજીરે, તેહથી છેદે ધાર. સુણુ ચેતન. ૭
વૈતરણીની વેદનાજીરે, મુખે કહી નવ જાય;
અણુગળ જળ ઢોળ્યા ઘણાજીરે, તેહ ઉદયમાં આય. સુ. ૮
ઉંધે મસ્તક બાંધિયાજીરે, સમડી વૃક્ષે પાય;
અશી જેવા પત્રો પડેજીરે, ટૂક ટૂક હોય કાય. સુણુ ચેતન. ૯
અગ્નીજવાલે દહન ઘણુંજીરે, રથ લોઢામય જેહ;
તિણુ હેઠે જોડે યદાજીરે, તવ દુઃખ પામે અછેહ. સુણુ ચેતન. ૧૦
સિંહ ચિત્રા ને દીપડાજીરે, વિંછ્ર સર્પ અનેક;
રોષ કરી નખઅંકુશેંજીરે, ત્રોડે તનુ કરી ટેક. સુ. ૧૧
ત્રાંબો તરૂવો ઉકાળીનેંજીરે, નિરધૂમ કીધો તે લાલ;
પાવે પાપી જીવનેંજીરે, કોપે જેમ વિકરાલ. સુણુ ચેનત. ૧૨

એંમ રડવડિયો આતમાજીરે, કર્મતણેરે સંયોગ;
સોળે રોગે સંતાપિયોજીરે, પૂર્વ કર્મના ભોગ. સુણ ચેતન. ૧૩
ગતિ કહી જે નરકનીજીરે, તે તો અનંતી વાર;
ભવ કીધા તેં ભોળિયાજીરે, ઉપનો નરક મઝાર. સુણ ચેતન. ૧૪
પહેલી ઢાળે એંમ કહ્યોજીરે, સાંભળજો નર નાર;
ધર્મકરો ચુકતે કરીજીરે, જેમ પામો ભવપાર. સુણ ચેતન. ૧૫

( દોહા )

તિર્યંચ ગતિ બીજી કહી, સાંભળજો સહુ કોય;
પાપ કરે જે પ્રાણિયો, તેને દુરગતિ હોય. ૧
કૂડું બોલે મુખ થકી, માયાનો નહિં પાર;
કૂડા તોલા માપલા, કપટ કરે દુખકાર. ૨
એ કર્મે કરી આતમા, પાપતણે બહુ પૂર;
તિર્યંચ ગતિ પામે તદા, થયો દુઃખે આતૂર. ૩
એકેંદ્રિથી માંડીને, પંચેંદ્રિ પર્યંત;
દુઃખ ભોગવ્યા દોહિલા, તેહનો નાવે અંત. ૪

ઢાળ ૨ જી—( જીવરે તું શીલતણો કર સંગ-એ દેશી. )

પૃથ્વીમાંહે પ્રાણિયોરે, ઉપનો અનંતિ વાર;
તેમ અપ તેઉ વાયુમાંરે, દુઃખ ભોગવ્યા તે વિચાર.
સુણ સુણરે પ્રાણી કરમતણાં ફળ એહ. ( ટેક) ૧
વનસ્પતિની કાયમાંરે, અનેક દેહ ઉપજંત;
મૂળ કંદ શાખા વિષેરે, પત્ર ફૂલ ફલંત. સુણ સુણરે. ૨

ગુચ્છ ગુમા વેલી વિષેરે, વૃક્ષતણાં કેઇ લક્ષ;
બાદર વણુસઇ કાયમાંરે, દુખ ભોગવ્યા પ્રત્યક્ષ. સુણુ સુણુરે. ૩
સૂક્ષમ ને સાધારણેરે, ભવ અનેકમેં કીધ;
નરભવ પામી જીવડેરે, ધર્મસંબલ નવ લીધ. સુણુ સુણુરે. ૪
સાધારણુમાં ઊપજ્યોરે, સોઇ અગ્રને ભાગ;
અસંખ્યાતિ શ્રેણી કહીરે, પડતર એણીપરે લાગ. સુણુ સુણુરે. ૫
તેહ વચ્ચે ગોળા કહ્યારે, તે અસંખ્યાતા જાણુ;
એક ગોળામાં મેં સુણ્યારે, અસંખ્ય શરીર વખાણુ. સુણુ સુણુરે. ૬
એક શરીરમાં જીવડારે, અનંતા કહ્યા ભગવાન;
લોક વિષે દુઃખનો કહ્યોરે, એ ઉત્કૃષ્ટો સ્થાન. સુણુ સુણુરે. ૭
એ દુઃખ આતમ અનુભવ્યોરે, પાંચે થાવર કાય;
પુન્યાઇ અનંતી ઊપનીરે, તવ બેઇંદ્રિ થાય. સુણુ સુણુરે. ૮
વાળા પોરા કરમિયારે, કૃમિક શંખ કોડાલ;
જળો શંખલા છીપ જીવડારે, મહાદુઃખી અસરાળ. સુણુ. ૯
બેઇંદ્રિથી નીકળીરે, તેઇન્દ્રિ તે થાય;
ઉત્કૃષ્ટા ભવ એ કરેરે, કાળ અસંખ્યાતો જાય. સુણુ સુણુરે. ૧૦
જુ લીખ માંકડ વળીરે, કંથુક કીડી જાણુ;
મંકોડા ઉધઈ જીકેરે, એ તેઇંદ્રિ પ્રમાણુ. સુણુ સુણુરે. ૧૧
એહમાંહેથી નિકળીરે, ચોરેંદ્રિમાં આય;
ચક્ષુ ઇંદ્રિ આવી યદારે, અનંતિ પુન્યાઇ કહાય. સુણુ સુણુરે. ૧૨
વિછુ માખી ષટપદ વળીરે, દંસા મસક દુઃખદાય;
ઇત્યાદિક નામે ઘણારે, રૂપ ચૌરેંદ્રિ કાય. સુણુ સુણુરે. ૧૩

એમ વિગલેંદ્રિ કાયમાંરે, જીવ રડયો બહુવાર;
પંચેંદ્રિપણું પામિયોરે, શુભ કર્મ અનુસાર. સુણ સુણરે. ૧૪
જળચર થલચર ઉરપરારે, ભુજપર ખેંચર જાત;
પરવશ પણેં દુઃખ ભોગવ્યારે, તે સુણજો ભવિ વાત. સુણ. ૧૫
મચ્છ કચ્છ ગહાપણેરે, જળવાસી જે જીવ;
દુષ્ટ પ્રાણીના કોપથીરે, તરફડે કરતા રીવ. સુણ સુણરે. ૧૬
સિંહ સાવજ ને દીપડારે, શશા રોઝ સીયાળ;
નોળ કોળ ને ઉંદરારે, સર્પ મહા વિકરાળ. સુણ સુણરે. ૧૭
ગાય ભેંસ છાળી વળીરે, અજને વૃષભ મહીષ;
તિર્યંચ યોનિને વિષેરે, પાપ દુઃખ સહીષ. સુણ સુણરે. ૧૮
પુંઠે કીડા કલમલેરે, કાંધે ચાખડ જાણ;
પૂરે દુઃખે ઝૂરે ઘણારે, કોઇ ન ચાલે પ્રાણ. સુણ સુણરે. ૧૯
પરવશ દુઃખ નિત ભોગવેરે, ભૂખ સહે વળી પ્યાસ;
નરભવ પામી જીવડેરે, ન કર્યો ધર્મ અભ્યાસ. સુણ સુણરે. ૨૦
એહ ઉપદેશ કહ્યા ભલોરે, નાનમુનિ મનરંગ;
ઢાળ બીજી ભવિ સાંભળોરે, આણી મન ઉછરંગ. સુણ સુણરે. ૨૧

( દોહા )

હવે ગતીં ત્રીજી વળી, સાંભળજો સહુ કોય;
સરલપણે ભદ્રિક ગુણે, વિનય તેણે ગુણ હોય. ૧
દયા–કોષ ક્ષમા ઘણી, મીઠા બોલે વેણ;
કૂડ કપટ ન કરે સહી, મનુષ્યગતી લહે તેણ. ૨
અથવા કર્મ ઘટયાથકી, ભમતાં ભવ મોઝાર;
મનુષ્ય–ગતિ આવી લહે, સુકૃતતણે પ્રકાર. ૩

નરભવમાંહી આવીને, ઉપનો ગર્ભાવાસ;
મળ મૂત્રહ ભાજન વિષે, જાણે પીડયો પાસ. ૪
ઊંધે મસ્તક ઊપનો, વેદન બહુ વેદંત;
સુણતાં હઇડું થરથરે, કહ્યે ન પામું અંત. ૫
દેશ અનાર્યે ઊપન્યો અથવા જાતી હીણ;
ઇન્દ્રી પૂરિ ન પામિયો, દુખિયો રોગે ક્ષીણ. ૬
ઈન્દ્રી પણ પૂરી મળી, મળિયા સર્વ સંયોગ;
આયુષ ત્યાં ઓછો લહ્યો, મ્હેલી ગયો સબ ભોગ. ૭
આર્ય દેશ ઉત્તમ કુળે, પામી સઘળો સાજ;
મમત્વ કરી દુખ ભોગવે, વિણુસાડે બહુ કાજ. ૮
બાળપણે ક્રીડા કરે, યૌવનમાં તું જોય;
કામની સંગ લીલા વરે, જાણે સુખ છે મોય. ૯

ઢાળ ૩—( ધિક ધિક કામ વિટંબના.-એ દેશી. )

ખેતી કરે મનમેં ખુશી, ધંધ કરી ધાડ ઘાલેરે;
રાત દિવસ રડે ઘણું, મનમાંહે બહુ મ્હાલેરે.
અહો ! આતમ ગતિ તાહરી,...................(ટેક) ૧
બળદ ખેડે તે બાપડો, માયામાંહી વિગૂતોરે;
આઠ પહોર તે આથડે, સુખેં કરી નહિ સૂતોરે. અહો. ૨
બેલ પરે દહેલો ફરે, કરે પાપ અખત્રરે;
નરક વિષે વૃક્ષ સામળી, ઊપર પડશે પત્રરે. અહો. ૩
મુવા લગે મૂકે નહિં, પાપી ઘરના ધંધરે;
કાળ આઇ જબ ઘેરશે, ચાલ્યો જાઇશ અંધરે. અહો. ૪

વાણીજ્ય કામ જો શીખિયો, તોપણ ચોરની રીતોરે;
કૂડ કપટ ઘણું કેળવે, કોણ આણે પરતીતરે. અહો. ૫
દેશ વિદેશ ભમે સદા, ધન કારણ ધૂતારોરે;
બીઙ્ગી પરે બોલે વળી, કેમ પામે ભવ પારોરે. અહો. ૬
લૂંટી ઝુંટી લઈ કરી, ઘાલે આપણે ગેહોરે;
રાખે જ્યાં સમીર ન સંચરે, એવો ધનશું નેહોરે. અહો. ૭
નારી પ્યારીને કારણે, હણે છકાયના જીવોરે;
પરભવ જાશે પ્રાણિયો, ત્યારે મુખે પાડશે રીવોરે. અહો. ૮
કામ અર્થ ધર્મ નિમિત્તં, હણે પરના પ્રાણુરે;
દયા દિલમેં નવી રૂચે, એહવા લોક અજાણુરે. અહો. ૯
માત પિતા સુત બંધવા, સજ્જન ત્રિયા પરિવારોરે;
કુટુંબ કાજ માયા જોડતેં, ગયો જનમારો હારોરે. અહો. ૧૦
રત્ન ચિંતામણી સારિખો, મનુષ્યતણો ભવ એહોરે;
ધર્મ વિના એળેં ગયો, મુખમાંહે પડી ખેહોરે. અહો. ૧૧
ત્રીજી ઢાળ ભવિ સાંભળી, થાઓ ધર્મમાં ધીરરે;
નાન કહે બહુ માનથી, પુન્યેતરો ભવ-તીરોરે. અહો. ૧૨

(દોહા)

એવું જાણી ઉત્તમ નરા, સુણો સાધુની વાણિ;
સુકૃત પામે શુભ ઉદે, રત્ન ચડયો છે પાણિ. ૧
વીરવાણિ શ્રવણે સુણી, આરાધો નર નાર;
પાંચ મહાવ્રત સાધુનાં, શ્રાવકનાં વ્રત બાર. ૨
જીવ જયણા યતને કરે, બોલે મીઠી વાણ;
ગુણ એકવીસે શોભતો, શુદ્ધ શ્રાવક તે જાણ. ૩

પરદારાનો મૂળથી, નિયમ કરે નિરધાર;
સ્વદારા સંતોષિયો, તે પામે ભવપાર. ૪
બાહ્યાભ્યંતર પરિગ્રહો, દિશાતણું કરે માન;
બોલ છવીશ સૂધાધરે, તે પામે શિવસ્થાન. ૫
અનર્થદંડે અર્થ વિણુ, કરે જ પાપ અપાર;
સામાયિક સમતાપણે, કોટી કરણુ વિચાર. ૬
દેશાવકાસિયા દિન પ્રત્યે, પોષાની સમાચારિ;
ષટ એકહ નિશ્ચે કરે, એ શ્રાવક–વ્યવહારિ. ૭
ચૌદ પ્રકારે સૂજતો, આપે સાધુને અહાર;
બહુ માને સેવા કરે, નહિં અહંકાર લગાર. ૮
એહ ગુણે કરી શોભતો, દેશવિરતિ કહેવાય;
બે ટંક પડિકમણાં કરે. વિનયવંત ગુણ ગ્રહાય. ૯
સમ ભાવે સમતાપણે, વૈરાગી ગુણવંત;
દ્રવ્ય વસ્તુ મળી જીવને, સઘળી જાણે અસંત. ૧૦
અંત સમે અણુસણુકરી, આરાધી પ્રભુ–વેણુ;
સુરલોકે સુખ ભોગવે, અવરગતિ નહીં તેણ. ૧૧
ઉત્કૃષ્ટો પન્નર ભવે, ટાળી મિથ્યામત ભર્મ;
આરાધિક વિધિ સાચવી, તે પામે શિવશર્મ. ૧૨

ઢાળ ૪––( કપુરંહોવે અતિ ઊજળોરે. એ દેશી. )

સાધુધર્મ અતિ આકરોરે; ચાલવું ખાંડા–ધાર;
પાંચ મહાવ્રત આદરીરે, પાળે શુદ્ધ આચાર.
ચતુરનર ધન જગમેં અણુગાર. ( ટેક.)

જે પામે ભવપાર, ચ. મૂળ ઉત્તર ગુણધાર. ચ. ૧
પાંચ સુમતિયે શોભતારે, પાળે પંચાચાર;
ત્રણ ગુપ્તે ગુપતા સદારે, શીલાંગ રથના ધાર. ચ. ૩
શીળ પાળે નવવાડથીરે, ટાળે ચાર કષાય;
વીશ આશ્રવ વરજે સદારે, ધરે સંવર સુખદાય. ચ. ૪
દશ વિધ તે ધર્મ આદરેરે, નહિ મમતા અહંકાર;
ભાવના ભાવે ભલી પરેરે, જે કહી બાર પ્રકાર. ચ. ૫
ગગન પરે નિરાલંબનારે, વિહંગ પરેરે વિહાર;
કરે ડરે પરભવથકીરે, તરણતારણહાર. ચ. ૬
બાવિશ પરિષહ સહે સદારે, જે કહ્યા સૂત્ર મઝાર;
શિવસાધનને કારણેરે, કરે ઉપાય અપાર. ચ. ૭
પાંચ ઇંદ્રિથી પાપિયારે, કરે ઉઝાડ અપાર;
વીશ ત્રેવિશ કહે તેહનીરે, તિણુરા જીતણહાર. ચ. ૮
સત્તર ભેદે સંયમ ધરેરે, વરજે વીશ અસમાધ;
છન્નુ દોષ ટાળી કરીરે, પિંડ લીએ તે સાધ. ચ. ૯
ધર્મ-ઉપદેશ દેવે સદારે, પર ઉપકારરે હેત;
જેહ સુણીને આદરેરે, તે મુકિતતણા સુખ લેત. ચ. ૧૦
કરણસિત્તરી કરણી બળેરે, ચારિત્ર વિધિ પણ તેમ;
સિત્તેર બોલ સૂત્રે કહ્યારે, આરાધે મુનિ એમ. ચ. ૧૧
ઇહ લોક પરલોકનેરે, આરાધિ ભવ છેહ;
મુક્ત સુખે મહાલે સદારે, અજર અમર પદ તેહ. ચ. ૧૨
અથવા સુરલોક ઊપજેરે, સ્વર્ગ છવીશને માંય;
પન્નર ભવે તે પ્રાણિયોરે, નિશ્ચે મુક્તે જાય. ચ. ૧૩

ધર્મ પામીને વિરાધિયોરે, તેં તો અનંતિવાર;
વ્રત લહી પાળે નહિંરે, કેમ પામે ભવપાર ? ચ. ૧૪
અથવા કરણી કીધી ઘણીરે, નહિં સમક્તિની રેષ;
અજ્ઞાન કષ્ટતણે બળેરે, સુર થયોજ શુભ લેશ. ચ. ૧૫
ચાર કાયમાં દેવ હુવોરે, ભોગવ્યા વંછિત ભોગ;
ચલિત કુંડલ દિવ્ય વિસ્તરારે, મળિયા પુન્ય સંજોગ. ચ. ૧૬
નાટક વિધ બત્રીશનારે, પડી રહ્યા પરસાદ;
ઉન્નત અતિ સોહંકરૂરે, દેવ રહ્યા અહલાદ. ચ. ૧૭
અગ્ર-મુખી મનમોહનીરે, શણગારનો આગાર;
અનુપમ રૂપ નવા કરેરે, દિવ્ય આભૂષણ ધાર. ચ. ૧૮
દેવ-ઈચ્છા જબ ઉપજેરે, આવે તામ હજૂર;
મન વચન કાયા ભોગથીરે, ચારે જાતીના સૂર. ચ. ૧૯
તેહ સાથે સુખ ભોગવ્યાંરે, પ્રણમે ઇંદ્રિ પાંચ;
પાસણુયા પદસૂત્ર પન્નવણારે, જોતું જાણે વાંચ. ચ. ૨૦
જઘન્ય આયુષ્ય જિનવરે કહ્યોરે, દશ સહસ્ર વર્ષ સાર;
ઉત્કૃષ્ટો સાગર એકત્રીશનોરે, વિલસ્યા સુખ અપાર. ચ. ૨૧
સમકિત વિણ એ આતમારે, ઉપનો અનંતિવાર;
સ્વર્ગ નરક નિગોદમાંરે, એકેન્દ્રિ અવતાર. ચ. ૨૨
ભગવતી સૂત્રે ભાખિયોરે, આપ મુખે જિનરાય;
વર્ગણા સાતે પૂરિયારે, લોક ચૌદ જે રાજ. ચ. ૨૩
ભવ ભવ માંહે ભટકિયોરે, કરમતણે અનુસાર;
નરભવ લહિ ચેતે નહિંરે, તે તો મહા ગમાર. ચ. ૨૪

ગુરૂ મુખથી મેં ધારિયોરે, અથવા સૂત્રે જેમ;
સ્વામી કર્મચંદજી પસાયથીરે, બાલમુનિ કહે એમ. ચ. ૨૫
ચોઢાળિયો કીધો ચુંપશુંરે, મનોહર રહી ચોમાસ;
સંવત નભ નયન જાણિયેરે, અંકેન્દુ ઉલ્લાસ. ચ. ૨૬
માસોત્તમ આષાડનીરે, પૂર્ણિમા તિથિ જાણ;
અજવાળે મધ્યપુરમાંરે, એ કર્યો શ્રોતા સુજાણ. ચ. ૨૭

( કળશ. )

શ્રવણેજ સુણજો ભાવ ધરજો આદરજો ઉત્તમ નરો,
શ્રી વીરવાણી સૌખ્ય ખાણી આદર્યા ભવજલ તરો;
તમે જેમ સુણજો તેમ કરજો એહ મુજ આશીશ છે,
શિવસૌખ્ય પામો દુઃખવામો જાણો વિશ્વા વીશ છે. ૧

---

## શ્રી સિમંધર જિન સ્તવન.

---

[ દેશી—લલનાંની. ]

શ્રી સીમંધર જિનરાજ કરૂં નિત્ય વંદના, લલનાં,
અવધારો મહારાજ કે સતકી નંદના; „
સાચે મને અહોનિશ સાહેબ સંભારિયે, „
સીઝે સઘળાં કાજ કે મનમાં ધારિયે. „ ૧
શ્રેયાંશરાયતણે ઘર સ્વામી અવતર્યા, „
સહસ્ર ને આઠ સુલક્ષણ અંગે અલંકર્યા; „
હેમવરણી યસ્ય કાય ધનુષ પાંચસેંતણી, „
પુખલાવતી વિજયેંજ વિચરે ત્રિભુવનધણી. „ ૨

ધન્ય તિહાંના લોક તુજ દરશણ કરે, ,,
તુજ મુખ વાણી સાંભળી હર્ષ હઇડે ધરે; ,,
મુજ મન અધિકી હોંસ વાણી સુણવાતણી, ,,
ઈણ ભવે ન મળે યોગ અંતરાય આડી ઘણી. ,, ૩
સુણી કુગુરૂ ઉપદેશ મતી અવળી થઈ, ,,
સમકિત જ્ઞાનની જ્યોતિ તે તો દાબી રહી; ,,
કીધા અનેક મેં પાપ પડયો મોહપાસમાં, ,,
ઉપનો અનંતિવાર હું નરકાવાસમાં. ,, ૪
કૂડ કપટ કરી બહુ મેંજ કરી પરવંચના, ,,
તેથી અનેક અવતાર કર્યા તિર્યંચના; ,,
દેવ મનુષ્યતણા ભવ મેં અનંતા કર્યા, ,,
તુમ સેવા વિણ કાર્ય કોઇ નહીં સર્યા. ,, ૫
એમ અનંતિવાર રૂળ્યો ચિહું ગત્તિમાં, ,,
કોઇ સમય જિનધર્મ ન વરિયો ચિત્તમાં; ,,
પૂરવ પુન્ય પસાય મનુષ્યનો ભવ મળ્યો, ,,
પામ્યો શ્રી જિનધર્મ કે સુરતરૂ મુજ ફળ્યો. ,, ૬
આગમવચન પ્રમાણ સુગુરૂ મુખથી સહી, ,,
ઓળખ્યો દેવાધિદેવ અવરમાં રાચું નહિં; ,,
તુમશું લાગી પ્રીત શિખિ મન ઘનમાં, ,,
કોકિલા પામે મોજ જેમ અંબ વનમાં. ,, ૭
સીતાતણો મન લાગ્યો જેમ શ્રીરામથી, ,,
રતિદેવીતણો ચિત્ત મોહ્યો જેમ કામથી; ,,

લોભી નર જેમ લુબ્ધ થઇ રહ્યો દામથી, ,,
તેમ લલચાણો મુજ મન પ્રભુના નામથી. ,, ૮
કમલ વિકસ્વર થાય કે દેખીને દિનમણી, ,,
શશિદર્શણે જેમ વેલ વધે ઉદધીતણી; ,,
ચંદ્રરોહિણી પ્રીત જેમ અધિકી લહી, ,,
ધેનુજ વાછરૂમાંહે અધિક મોહી રહી. ,, ૯
એમ તુમશું મહારાજ પ્રીત અધિકી બણી, ,,
મારા મનની વાત જાણો ત્રિભુવનધણી; ,,
જો મળો પ્રભુ એકવાર તો પાલવ ગ્રહી રહું, ,,
મારા મનડાની વાત સર્વે તુમને કહું. ,, ૧૦
સંભારૂ શ્વાસોશ્વાસે કે નામ પ્રભુતણો, ,,
પ્રભુ મળવાનો હર્ષ મુજ હઇડે ઘણો; ,,
જો પ્રભુ ! મેળો થાય તો શીશ ખોળે ધરૂં, ,,
મારા મનની હોંસ સઘળી પૂરી કરૂં. ,, ૧૧
મુજમાં ગુણ નહિં એક તમે ગુણવંત છો, ,,
ભક્તવત્સલ ભગવાન પ્રભુ મોટા સંતછો; ,,
સેવકની અરદાસ સ્વામી ! અવધારજો, ,,
સંસારસાગરથી મુજ કે પાર ઉતારજો. ,, ૧૨
હું સેવક મહારાજ અછું શિવગામીનો, ,,
પભણ ઋષી કર્મચંદ શિષ્ય દેવજી-સ્વામીનો; ,,
સંવત્ ઓગણીશ અઢારનો માસ માધવ સહી, ,,
શુક્લપક્ષ તિથિ તેરશ દિન અંજારે રહી. લલનાં. ૧૩

## અજીત જિન-સ્તવન.

અજીત જિણુંદ અવધાર, વિનતિ મ્હારીરે;
વિજયા રાણીના નંદ, આનંદકારીરે. ૧
કરજોડી કરૂં અરદાસ, સુણો શિવગામીરે;
જપતાંજ તુમારો નામ, ન રહે ખામીરે. ૨
પૂર્વ પુન્ય સુપસાયથી, મુજ મળિયારે;
તેથી ભવોભવના પાપ, દૂરે ટળિયારે. ૩
જાણીને ખાસો દાસ, નિરવાહી લેજોરે;
શિવરમણીકેરાં સૌખ્ય, અમને દેજોરે. ૪
તમમાં છે સુગુણ અનેક, કેતા કહીએરે;
પ્રભુ સાગર ભર્યો અથાગ, પાર ન લહીએરે ? ૫
પ્રભુ પહોતા મુક્તિ મઝાર, કર્મને ત્રોડીરે;
દેવજી-સ્વામીનો શિષ્ય, નમે કર જોડીરે. ૬

## પુન્યફળ સઝાય.

( દેશી—દિલ લાગોરે વાહલ વરણી. )

પુન્યથકી સુખ સંપતિ લહીએ, પુન્યે મંગળમાળા;
તુમે દેખોરે પુન્યકમાણી, જે જગમાંહિં ગવાણી. તુમે.
પુન્યે પામે દેહ નિરોગી, પુન્યે રૂપ રસાળા, તુમે દેખોરે. ૧

પુન્યે સંયોગ સારા પામે, અને પામે શાલ દુશાલા; તુમે.
પાણી માંગ્યે દૂધ મળે છે, પુન્યે વૈરી હોય વ્હાલા. તુમે. ૨
પુન્યવંતની આણ સહુકો, માને જી જી કરતા; તુમે.
દેખીને દુર્જન મહા વૈરી, પુન્યથકી રહે ડરતા. તુમે. ૩
ભૂત પલિત ને ડાયણ સાયણ, પુન્યથી દૂરે ભાગે; તુમે.
માર માર કરતાં જે આવે, પુન્યે તે પાય લાગે. તુમે. ૪
પુન્યે ગૃહણી મળે શુભવરણી, સુશીળા શુભવાણી; તુમે.
દીર્ઘવિચારી ને વળી દક્ષા, ગજગમની ગુણખાણી. તુમે. ૫
પુન્યતણા ફળ પ્રત્યક્ષ દેખો, પુન્ય કરો સહુ કોઈ; તુમે.
પુન્યવડે સહુ પાપ પુળાએ, જીવ સુખી જગ હોઈ. તુમે. ૬
ક્રોડ પૂરવ લગે સુખ બહુ વિલસ્યા, કદી ન પામે અશાતા; તુમે.
ગજહોદે કેવલશ્રી પામી, મુક્તેં ગ્હોતી માતા. તુમે. ૭
પુન્યથકી પામ્યા સુખ સુંદર, શાલીભદ્ર ને ધન્નો; તુમે.
ઠામે ઠામે સૌભાગ્ય એ પામ્યો, પુન્યે શેઠ કયવન્નો. તુમે. ૮
પુન્યવડે યશકીર્તિ મહિમા, પુન્યે સહુ ગુણ ગાવે; તુમે.
પુન્યથી પામે પ્રભુતા વિભુતા, પુન્યે આપદ જાવે. તુમે. ૯
શ્રીજિનભાષિત ધર્મ સાંભળવો, પામે પુન્યવંત પ્રાણી; તુમે.
અકૃત પુનિયો ધર્મ ન પામે, એ જિનવરની વાણી. તુમે. ૧૦
તિર્થંકર ચક્રિ બળદેવા, વાસુદેવ-ગિરિધારી; તુમે.
ઇત્યાદિક પદવિ લહે પુન્યથી, સહુમાં પુન્ય અધિકારી. તુમે. ૧૧
પંચેંદ્રિપણું દીર્ઘ આયુષ્યનો, સુખ પણ પુન્યે પામે; તુમે.
રાજસન્માન પામે પુન્યયોગે, સહુ કોઇ શિરનામે. તુમે. ૧૨

પુન્યે હય ગય ને રથ પાયક, મળી સહુ કરે સેવા; તુમે.
સખરા ભોજન વસ્ત્રાભૂષણુ, સુંદર મંદિર રહેવા. તુમે. ૧૩
આદેય નામ પામે પુન્યયોગે, આણુ ન લોપે કોઈ; તુમે.
ક્રોધિ કદાગ્રહી ને વળી માની, નિરખી હરખિત હોઇ. તુમે. ૧૪
પુન્યે બુદ્ધિ બહોલી પામે, કાર્ય સુધારે સવળા; તુમે.
પુન્યે પ્રાક્રમ પામે ભારી, કાજ ન કરે કોઇ અવળા. તુમે. ૧૫
પુન્યયોગે વળી પામે ચતુરાઈ, સુસ્વર સહુને સુહાય; તુમે.
વચનપટુતા મળે પુન્યયોગે, હોવે સહુને સુખદાય. તુમે. ૧૬
શુભ વર્ણ ગંધ રસ ફરસ શુભ, શુભ સંઘયણુ સંઠાણુ; તુમે.
ઈત્યાદિક વસ્તુ લહે પુન્યે, એહવી આગમમાં વાણુ. તુમે. ૧૭
પુન્ય-પદારથનો એહ મહિમા, ભાખ્યો ઉલ્લટ આણી; તુમે.
એહવું જાણી ઉત્તમ પ્રાણી, કરજો પુન્યકમાણી. તુમે. ૧૮
શિષ્યાન્તર શિષ્ય પૂજ્ય દેવજી-સ્વામીનો,
કર્મચંદ (જી) એમ ભાખે; તુમે.
ઉત્તમ ગતિએ પહોંચે તે માનવ, જે પુન્યતણી મતિ રાખે. ૧૯
સંવત શર નભ નંદ શશીનો, મધુસિત તેરશ સારી; તુમે.
પત્રી ગામમાં જોડી ચુકતે, તમે પુન્યકરો નર નારી. તુમે. ૨૦

## સાત વ્યસનનિવારક બોધ.

પ્રથમ જિનેશ્વર પાય નમીરે, પ્રણુમી સદ્ગુરૂ પાય;
કુવ્યસન વારોરે. (ટેક.)
તાસ કૃપાદ્રષ્ટિથી કહુંરે, સાત વ્યસનની સઝાય. કુવ્યસ. ૧

દ્યૂત-વ્યસન દૂરે તજોરે, દ્યૂતથી હોય દ્રવ્યહાણ; કુવ્યસન.
આ લોકે અપયશ ઘણોરે, પરભવ મળે દુઃખ ખાણ. કુવ્યસન. ૨
નળનૃપ પાંચ પાંડવારે, રાજ્યઋદ્ધિ વર નાર; કુવ્યસન.
હાર્યા દ્યૂત-વ્યસનથકીરે, સહ્યા જેણે કષ્ટ અપાર. ,, ૩
માંસ ખાએ જે માનવીરે, તે તો રૂદ્ર નિર્દય હોય; ,,
રસનેંદ્રિના લોલુપીરે, જાયે નરભવ ખોયરે. ,, .
મહાશતકની માનનીરે, રેવતી તસ નામ; ,,
માંસાહાર કરતીથકીરે, પ્હોતિ અધોગતિ ઠામ. ,, ૫
મદિરાપાન નર જે કરેરે, તેનો વિકલ હોય જીવ; ,,
યાદવસુતે સંતાપિયારે, દ્વીપાયન અતીવ. ,, ૬
તેહથકી જેહ નીપનોરે, તે શાસ્ત્રે વિસ્તાર; ,,
દાહનિમિત્ત ધ્વારામતિરે, યાદવકુળ-સંહાર. ,, ૭
વેશ્યાગમન ન કીજીએંરે, એહ અયુક્તો કાજ; ,,
ગર્થ ગમાવે ગાંઠનોરે, વળી ગમાવે લાજ. ,, ૮
કયવન્ના શાહતણી પરેંરે, ખાવે ધનની ોડ; ,,
એહવું જાણી પ્રાણિયારે, વેશ્યાસંગતિ છોડ. ,, ૯
અજ્ઞાની કરે આહેડોરે, હણે પરના પ્રાણ; ,,
હરખાએ મનમાં ઘણોરે, ખાતાં કરે વખાણ. ,, ૧૦
મગધદેશનો મહીપતિરે, શ્રેણીક નામે રાજાન; ,,
સગર્ભા હરણી હણીરે, પામ્યો નરક નિદાન. ,, ૧૧
ચતુરો ! ચોરી ન કીજીએંરે, ચોરીથકીરે વિણાસ; ,,
આ ભવે આપદ બહુ સહેરે, પરભવે દુર્ગતિ-વાસ. ,, ૧૨

અભંગસેનતણી પરેરે, કુટુંબ સહિત હોય ઘાત; ,,
કાળ કરી નરકે ગયોરે, દુઃખવિપાકે એ વાત. ,, ૧૩
પરનારી સંગ પરિહરોરે, એ સમ કોય ન પાપ; ,,
પરત્રિયાની સંગતેરે, ઉપજે અધિક સંતાપ. ,, ૧૪
પરરમણીના પ્રેમશુંરે, થયો રાવણનો ભંગ; ,,
વિબુદ્ધ જન વરજો તુમેરે, માટે પરરમણિનો સંગ. ,, ૧૫
કુવ્યસન કુગતિ-દાયકારે, એ સાતે નિરધાર; ,,
સુગુરૂ શીખ હઇડે ધરીરે, કુવ્યસન-સંગ નિવારરે. ,, ૧૬
સંવત્સો ઓગણીશનોરે, પાલણપુર ચોમાસ; ,,
શ્રાવક આગ્રહથી કર્યોરે, સ્વામી લાધાજીની પાસ. ,, ૧૭
પૂજ્ય દેવજી-સ્વામી સદ્ગુરૂએ, જ્ઞાન દ્રષ્ટિદાતાર; ,,
પભણે ઋષી કર્મચંદ (જી) રે, આશો શુદિ પંચમી સાર. ,, ૧૮

## પરનાર પરનો રાગ વરજો સદા.

[ શ્રી સીમંધર સાહેબ મેરા—એ દેશી. ]

મકરો પરત્રિયા પ્રીતડીરે, મકરો નારીનો સંગ;
વર્જ્યો વેદ પુરાણમાંરે, વર્જ્યો અંગ ઉપાંગ.
હો ! ભવિકજન, મકરો પરનારનો સંગ. ૧
પરત્રિયા પ્રત્યક્ષ છુરીરે, મત લગાવો અંગ;
સંગ તજી પરનારનોરે, રાખો શીળ સુરંગ. હો ભવિક. ૨

પરરમણીના સંગથીરે, યશ મહિમા સર્વ જાય;
લોક સુણી ફટ ફટ કરેરે, હાંસી અપયશ થાય. હો ભવિક. ૩
રાત્રે ન આવે નિદ્રડીરે, દિવસે ન ભાવે અન્ન;
ક્ષિણ ક્ષિણ દાઝે દેહડીરે, ચંચળ રહે સદા મન્ન. હો ભવિક. ૪
માતપિતા સજ્જનતણીરે, નવિ માને તે કાર;
લાજ ન આણે કેહનીરે, જેહને વ્હાલી છે પરનાર. હો ભવિક. ૫
પંચમાં બેસી જોરશુંરે, નવી શકે તે બોલ;
પરનારીની સંગતેરે, ન રહે પોતાનો તોલ. હો ભવિક. ૬
પરનારશું પ્રીત કર્યાથકીરે, ઘરથી જાએ શ્રી નાશ;
પ્રતીત ન આણે કોય તેહનીરે, આવે દારિદ્ર પાસ. હો ભવિક. ૭
આ ભવે પામે આપદારે, પરભવે દુર્ગતિ હોય;
એહવું જાણી પ્રાણિયારે, સંગ ન કરજો કોય. હો ભવિક. ૮
પરત્રિયા સંગે રાચિયારે, ન ગણે ઠામ કુઠામ;
ગરથ ગમાવે ગાંઠનોરે, વળી ગમાવે મામ. હો ભવિક. ૯
રાવણ સરિખો રાજીઓરે, જે ત્રણ ખંડનો સ્વામ;
હરી લાવ્યો સીતા સતીરે, કીધો અયુક્તો કામ. હો ભવિક. ૧૦
જાણી રામે વાતડીરે, હરી ગયો લંકાધીશ;
લક્ષ્મણે આવી તેહનાંરે, રોળાવ્યાં દશ શીશ. હો ભવિક. ૧૧
રાય પદ્મોતર જાણિયોરે, ધાતકી ખંડ મઝાર;
નારદ વચન સુણી કરીરે, હરી દ્રૌપદી નાર. હો ભવિક. ૧૨
પાંચ પાંડવ છઠ્ઠા હરિરે, ચાલ્યા કરવા વ્હાર;
પદ્મોતર હરિ આગળેરે, ન રહી લાજ લગાર. હો ભવિક. ૧૩

ભીમે કીચક મારિયોરે, લેઈ ઘાલ્યો થંભહેઠ;
સેરંદ્રિના ધ્યાનથીરે, ન્હોતો અધોગતિ ઠેઠ. હો ભવિક. ૧૪
અકસ્માત્ મરણ પામિયોરે, મણિરથ નામે ભૂપ;
દુર્ગતિ પામી દુષ્ટ ધ્યાનથીરે, મોહ્યો મયણરેહારૂપ. હો ભવિક. ૧૫
એમ અનેક દુઃખ પામિયારે, પરનારીનેરે પ્રેમ;
સુગુણ સનેહા માણસોરે, એહની સંગતિ કીજે કેમ. હો ભવિક. ૧૬
નારી કેરા નયણલારે, જાણો લોહના બાણ;
આવતા તો દીસે નહિરે, પણ ખેંચી કાઢે પ્રાણ. હો ભવિક. ૧૭
નારી નાગણ તુલ્ય છેરે, દેખત તે દુઃખ દંત;
વક્ર ઠગારાં નયણશુંરે, પુરુષ મન હેરી લહંત. હો ભવિક. ૧૮
કારમી પ્રીત નારીતણીરે, જેહવો ઠારનો ત્રેહ;
કૂડ કપટની કોથળીરે, શું કરો તેહશું નેહ. હો ભવિક. ૧૯
એકવાર નારીની સંગતેરે, અસંખ્ય સમુર્છિમ હાણ;
નવલાખ ગર્ભજની હિંસારે, પંચમ અંગ પ્રમાણ. હો ભવિક. ૨૦
વ્રતમાં વડો વ્રત શીળછેરે, ઓપમ જાસ બત્રીશ;
દશમેં અંગે વરણવીરે, આપ મુખે શ્રી જગદીશ. હો ભવિક. ૨૧
વર્જે સંગ જે નારનોરે, તે તરે સુલભ સંસાર;
દધી તર્યો દધીનારનેરે, તરતાં ન લાગે વાર. હો ભવિક. ૨૨
સંગતિ કીજે ન નારનીરે, સંગથી વ્રતનો નાશ;
બિલાડી સંગે મૂષકનેરે, નહિં જીવ્યાની આશ. હો ભવિક. ૨૩
હસ્ત પાદ કર્ણ નાશિકારે, છિન્ના સતવરષીનાર;
દશવેકાલિક અધ્યયન આઠમેંરે, વર્જવી કહી તે અણગાર. હો. ૨૪

શીળ સમો જગકો નહિંરે, શિયળ સબળ આધારઃ
ટળે આપદ મળે સંપદારે, શીળથી જયજયકાર. હો ભવિક. ૨૫
પાવક પાણી શીળથીરે, અહી પુષ્પની માળ;
મૃગપતિ મૃગના સારિખારે, રજ્જુપણો લહે વ્યાળ. હો ભવિક. ૨૬
તપમાં તપ ઉત્તમ કહ્યોરે, શિયળ વ્રત શ્રેષ્ઠ જાણ;
છઠ્ઠે અધ્યયને ભાખિયોરે, બીજે અંગ પ્રમાણ. હો ભવિક. ૨૭
દેવ દાનવ વળી ગંધર્વોરે, રાક્ષસ કિન્નર ને યક્ષ;
બ્રહ્મચારી નર નારીનેરે, આદિ નમે પ્રત્યક્ષ. હો ભવિક. ૨૮
એહવું જાણી ભવિ પ્રાણિયારે, પાળો નિર્મળ શીળ;
દુર્જન સજ્જન શિયળથીરે, શિયળથી અવિચળ લીલ. હો ભ. ૨૯
શીલતણા ગુણ વરણવ્યારે, પૂજ્ય દેવજી–સ્વામી પ્રતાપ;
તલકસિંહ સ્વામી મોટકારે, તેણે તાર્યો નિજ આપ. હો ભ. ૩૦
સંવત્ અઢાર ત્યાણુંઓરે અંજાર શેષાકાળ;
ઋષી કર્મચંદની શીખડીરે, સુણજો બાળગોપાળ. હો ભવિક. ૩૧

## ઉપદેશી–સઝાય.

[ આદર જીવ ક્ષમા ગુણ–એ દેશી. ]

સુણો સુણો ભાઈ વ્યાખ્યાન વાણી, વિકથા વાત નિવારીજી;
જિનવર વચન જાણજો સાચા, લ્યો હૃદયમાં ધારીજી.
સુણો સુણો ભાઇ. ૧
સમભાવે સામાયિક કરીએ, એકાન્તે નિર્ધારીજી;

દોષ બત્રીશ ટાળોભવિ પ્રાણી, આગમવચન અનુસારીજી. સુણો. ૨
સતગુરૂ કેરી સંગત કરીએ, કુગુરૂ સંગત નહિં સારીજી.
કુગુરૂ ડુબાવે સંસારસમુદ્રમેં, સુગુરૂ લેવે તારીજી. સુણો. ૩
ચરણકમળ સેવો મુનિવરના, જે પંચ મહાવ્રતધારીજી;
સુમતિ ગુપ્તિ સૂધી પાળે, નિર્મમ નિરહંકારીજી. સુણો. ૪
આપ તરે ને અવરને તારે, જે સૂધા અણગારીજી;
પૂરણ પુણ્યયોગે મળે મુનિ એવા, તાસ ચરણ બલિહારીજી. સુ. ૫
કાળ અનંત રૂળ્યો ચિહું ગતિમેં, અબ મળ્યો નરઅવતારીજી;
વિષય કષાયમાં પડશો પ્રાણી, તો જાઓ નરભવહારીજી. સુણો. ૬
આપ ત્રિયાથી સંતોષ રાખો, મત સેવો પરનારીજી;
પરનારી સંગે જુઓ રાવણ, રાજઋદ્ધિ સર્વ હારીજી. સુણો. ૭
ઘર ધંધામાં રહ્યો ઘુંચાઇ, ધર્મની બુદ્ધિ વિસારીજી;
અવસર મળતાં નથી ચેતતો, (તો) શી ગતિ થાશે તારીજી. સુણો. ૮
તપ જપ વ્રત સંયમ પાળ્યાથી, થાઓ સુરઅવતારીજી;
પાપ આચર્યા તો નરકે જાશો, જ્યાં છે વેદના ભારીજી. સુણો. ૯
દયાવંત પૂજ્ય દેવજી-સ્વામી, મહીતળે મહાઉપકારીજી;
મુજ તાત-ગુરૂ તલકસિંહ સ્વામી, તપસ્વિમાં સરદારીજી. સુણો.૧૦
તાસ શિષ્ય ઋષી કર્મચંદ(જી) ભાખે, એહ શિખામણ સારીજી;
આપ હૃદયમાં ધારી રાખે, તરશે તે નર નારીજી. સુણો. ૧૧
સંવત્ અઢાર બ્યાણુ વરષે, માસ ફાગણ સુખકારીજી;
શુકલ પક્ષે શહેર અંજારે, તિથિ બીજ બુધવારીજી. સુણો. ૧૨

---

# ઉપદેશી સઝાય.

તન ધન યોબનકા ગર્વ ન કરણા, સાહેબ સમરન શરણા;
ઉત્તમ સદ્‌ગુરૂકી સેવા કરણા, યું સંસારસેં ઉદ્ધરણા. ૧
આતમધનકા ગર્વ ન કરણા, આખર હોગા એક દિન મરણા.
રૂળિ રૂળિ માનવ ભવ પાયો, પામી સમકિત સારો;
જૈનધર્મ તું કર લે ભાવે, જ્યું હોવે નિસ્તારો, આતમ. ૨
કિસકી કાયા કિસકી માયા, કિસકા ભર્યા ભંડારા;
અંત સમે સબ છોડ ચલેગા, તબ હોવે ધર્મ આધારા. આતમ. ૩
હાથી ચલતે ઘોડે ચલતે, ચલતે પાયક સારા;
યમરાજ જબ લેઇ ચલે તબ, કોઇ ન રાખણહારા. આતમ. ૪
હસ્તિકી અંબાડી બૈઠકર. દેશ પરદેશે ફિરણા;
ખમા ખમા સબ કોઇ કરતે, તોભી આખર મરણા. આતમ. ૫
માત પિતા ત્રિયા સુત બંધવ, સબ સ્વાર્થકે બેલી;
મંદિર માળિયા બોત બણાયા, પણ અંતે જાના મ્હેલી. આતમ. ૬
ધંધા કરિકેં ધન કમાયા, મનમેં અધિકી આશા;
એક દિન નિશ્ચે ઐસા આયગા, ભાઇ જંગલમેં હોગા વાસા.
આતમ. ૭
સંત પ્રભુકા સ્મરણ કર નર, નામ હૃદયમેં ધરણા;
ઋષી કર્મચંદ કહે પ્રભુભજન બિન, કામ એક નહિ સરણા.
આતમ. ૮

# શ્રી જિનવાણી–આદર્શ.

શ્રીૐકાર પ્રણામ કરીને, સુગુરૂતણે સુપસાય;
શારદ માય મયા કરી મુજને, વચન રચન સુખદાયરે.
ભવિકા, આણ અખંડિત રાખો, જિનવાણી રસ ચાખોરે, ભવિકા. ૧
સૂત્ર અર્થ ઉભયાગમ ભાખ્યા, ભવ્ય જીવો હિત કાજે;
પરંપરાથી ચાલી આવ્યા, જે જિન આગમ રાજેરે. ભવિકા. ૨
કિંચિત્ ભાવ લહીનેં તેહના, એકાન્ત વાદ ઉથાપું;
વિષમવાદ નિવારણ કારણ, આતમ સ્થિર કરી થાપુંરે. ભવિકા. ૩
સૂત્રપયોગી સમકિતધારી, કિરિયા સમતાવંત;
સંપ્રદાયી જન સેવિત પૂજિત, તારણ સમરથ સંતરે. ભવિકા. ૪
દ્રવ્ય ભાવ ઉભય નય સંમત, અનુયોગ સૂત્રેં દીઠા;
ગીતારથ ઉપદેશ સુણંતા, મુજમન લાગા મીઠારે. ભવિકા. ૫
નિશ્ચય ને વ્યવહાર પરૂપ્યા, પંચમ અંગ મઝાર;
તત્ત્વાતત્વ વિચાર લહીને, કરતા અર્થ અપારરે. ભવિકા. ૬
આસ્તિ નાસ્તિ ને નિયતા નિયત, તેહના ભેદ અનેક;
નિમિતાશ્રિત ઉપાદાન ગ્રહીને, સાધ્ય સાધન કરી એકરે. ભવિ. ૭
ભેદાભેદ અનેકાંત એકાન્તે, વસ્તુ વિચાર જે બાંધ્યા;
સ્યાદવાદ અંકુશે વશ આણી, કરી અનુભવ આરાધ્યારે. ભવિકા. ૮
ઉત્સર્ગપદ અપવાદે બાંધ્યા, સૂત્ર અર્થ ગણધાર;
સ્વભાવ ને વિભાવ વખાણ્યા, આગમને અધિકારરે. ભવિકા. ૯

રત્નત્રિક ત્રિકતત્ત્વ સદ્દહિજે, જ્ઞાતાત્રિક વળી ત્રીજો;
તેહના અર્થ સુણી ભવિ પ્રાણી, શાંતસુધારસ પીજોરે. ભવિકા. ૧૦
ધ્યાનત્રિક સાધનત્રિક પરખ્યા, પુન્યત્રિકને લેખો;
દાતાત્રિક દ્રવ્યત્રિકની વ્યક્તિ, સૂત્રોપયોગે દેખોરે. ભવિકા. ૧૧
ઉત્પાદત્રિક સદા મન ભાવો, યોગત્રિક વશ આણો;
કર્મત્રિક બંધત્રિક વિચારી, ફલત્રિકને જાણોરે. ભવિકા. ૧૨
કરણત્રિકેં ભવરાશ ઘટાડી, ભાવ ધરમ જે કરશે;
સદ્બોધ સદાગમની શાખે, તે ભવસાગર તરશેરે. ભવિકા. ૧૩
નય નિક્ષેપ પ્રમાણ પરૂખ્યા, ગુરૂકુળવાસના વાસી;
ગ્રહાસેવના શિક્ષાધારી, સંયમ યોગ અભ્યાસીરે. ભવિકા. ૧૪
અનુયોગી આતમ ઉપયોગી, વિષય કષાય ન લીના;
સમતાવંત અત્યંત મુનિજન, જે તિહું કાળ અદીનારે. ભ. ૧૫
સંપ્રતિકાળે સમયને માને, ખપ કર્ત્તા સંવેગી;
દર્શન નાણ ચરણને યોગે, થાએ શિવપદભોગીરે. ભ. ૧૬
સૂત્રોપયોગી સદ્ગુરૂ પાસે, અર્થ લહે સુખકંદ;
કર્મેન્દુ ગુરૂરાય પસાએં, ભાખે ઋષી નાનચંદરે. ભ. ૧૭

---

## રાજુલના બારમાસ.

---

[ દેશી-નવલી ચલીરે. ]

શ્રી સદ્ગુરૂ ચરણે નમીરે, આણી મનમાં અધિક ઉલ્લાસ કે;
નવલાનેમજીરે.

નેમનાથ રાજુલતણારે, હરખે ગાઈશું બારે માસ કે. ન. ૧
શ્રાવણે શામળિયો સાંભરેરે, વ્હાલો મારો પ્રાણતણો આધાર કે; ન.
શામ સલૂણો સાહિબોરે, યાદવકુલશણગાર કે. ન. ૨
ભાદ્રવે ભાગ્ય યોગે કરીરે, થઈ શામળિયા સાથે પ્રીત કે; ન.
પ્રેમ કરી પાછા વળ્યારે, સાજન ઉત્તમની નહીં એ રીત કે. ન. ૩
આશોએ અમ આશા ઘણી હતીરે, જાણ્યું રમશું પ્રીતમ જોડ કે; ન.
તે મન ઇચ્છા મનમાં રહીરે, વ્હાલો વિણ વાંકે ગયો મુને છોડ કે. ન. ૪
કાતિકે કામની વિનવેરે, વ્હાલા મારા વિનતડી અવધાર કે; ન.
નેહ વિલૂધી ગોરડીરે, સાહેબા કાં મૂકી વિસાર કે. ન. ૫
તુજપર મુજ મન મોહિયોરે, લાગો ચોળ મજીઠનો રંગ કે; ન.
તુમ મુખ દેખી સાહેબારે, મુજ વપુમાં વ્યાપ્યો અનંગ કે. ન. ૬
પોષે પિઉ વિણ પદ્મનીરે, સાહેબા અહોનિશ ઝૂરે મન્ન કે; ન.
નાહ-વિયોગી નારનાંરે, પ્રીતમ દોહિલા જાએ દિન્ન કે. ન. ૭
મહા માસે માનિયેરે, સાહેબા અબળાની અરદાસ કે; ન.
વિણ ગુનહે વ્હાલેસરૂરે, સ્વામી મુજ કાં મૂકી નિરાશ કે. ન. ૮
ફાગુણે ફોગટ કાં આવિયારે, પ્રીતમ લાવ્યા મોટી જાન કે; ન.
તોરણથી પાછા વળ્યારે, પશુપોકાર સુણીને કાન કે. ન. ૯
ચૈત્રે ચતુરા ચિંતવેરે, પ્રીતમજીએ દીધો મુજ છેહ કે; ન.
કોડ ઉપાય હવે જો કરૂંરે, તોએ પાછા ન વળે એહ કે. ન. ૧૦
વૈશાખે વિવેક મન આણિયોરે, ભવિ સુણો સમજી રાજુલ નાર કે;
પ્રભુ નિરાગી નિસ્નેહી હુવેરે, ન ધરે પ્રેમ રાગ લગાર કે. ન. ૧૧
જેઠ માસે જુઠું મેં કર્યુંરે, સખી મોરી એમ ન મનાય નેમ કે; ન.
વિશુદ્ધિ પ્રેમપયોધિમાં ભળીરે, પછે વાલમ છેહ દેશે કેમ કે? ન. ૧૨

અષાઢે અરજ અબળા કરેરે, અવધારો મુજ આતમરામકે; ન.
શિષ્યાભાવે હાથ મૂકાવીનેરે,મુજ સુધારૂ સર્વ આતમ–કામ કે.ન.૧૩
પ્રેમવિલૂધી પદ્મણીરે, સમજી છોડી સર્વે કુઆશકે; ન.
નેમ નિરાગી થઈ કરીરે, જે વરિયા સહેસાવનવાસ કે. ન. ૧૪
પૂંઠે રાજુલ મહાસતીરે, સાતસેં સખીને પરિવાર કે; ન.
નેમ સમીપે જઈ કરીરે, ભાવે લીધો સંયમ-ભાર કે. ન. ૧૫
પિઉ પહેલાં મુક્તે ગઈરે, પછે પહોતા નેમ જિણંદ કે; ન.
નેમ રાજુલ ગુણ ગાવતાંરે, દિનદિન હોવે અધિક આણંદ કે. ન.૧૬
ધન ધન નેમ–જિણેશ્વરૂરે, કોણ કરે એહની હોડ કે; ન.
એક ચિત્તે ધ્યાવે જીકેરે, ટળે તસ ભવો ભવની ખોડ કે. ન. ૧૭
પૂજ્ય દેવજી–સ્વામી ગુણીરે, તપસ્વિ તલકસિંહ સ્વામીસાર કે; ન.
શિષ્ય કર્મચંદની વંદનારે, દિવસમાં હોજો વાર હજાર કે. ન. ૧૮
સંવત્ ઓગણીશ બેલોતરે રે, શ્રાવણ વદિ ત્રીજ ગુરૂવાર કે; ન.
ગુણ ગાયા ખાંતે કરીરે, સુંદર મુંદ્રા–બંદર મઝાર કે. ન. ૧૯

## રાજેમતિની પંદર તિથિ.

[ ક્ષમા કરો ક્રોધ દૂરે ટાળી–એ દેશી. ]

શ્રીસદ્‌ગુરૂ ચરણે નમીએ, ભવસાયરમાં નવિ ભમીએ;
જિનગુણમાં નિત્ય (૨) રમીએ.
આવો મુજ મંદિર શામળિયા, તોરણથી પાછા કેમ વળિયા;
આવો મુજ મંદિર શામળિયા, ભાગ્યયોગે મુજને મળિયા. આવો. ૧

પડવેતિથિ આવી પહેલી, નેમજીએ મુજને મ્હેલી;
અધુરી પ્રીત મૂકી ઠેલી. આવો મુજ. ૨
બીજે એમ બોલી બાળી, પિઉડે પ્રીત નવી પાળી;
તોરણથી ચાલ્યા રથ વાળી. આવો મુજ. ૩
ત્રીજે તુમશું લય લાગી, તુમ મુખ જોવા થઇ રાગી;
પ્રીત પૂરવ ભવની જાગી. આવો મુજ. ૪
ચોથે ચિંતામણિ મળિયો, મોંહ માગ્યો પાશો ઢળિયો;
પણ પિઉ તોરણથી વળિયો. આવો મુજ. ૫
પાંચમે પિઉમાં રાતી, અહોનિશ ગુણ પિઉના ગાતી;
બળે છે પિઉ વિરહે છાતી. આવો મુજ. ૬
છઠ્ઠે છોડી ચાલ્યા સ્વામી, કહું છું તુમ મળવા કામી;
આવીને મળો અંતરજામી. આવો મુજ. ૭
સાતમે સાંભળ્યું મેં એમ, મુજને મ્હેલી ગયા નેમ;
હવે કહો તે કરવું કેમ. આવો મુજ. ૮
આઠમે આવો મંદિર મારે, સેજલડી સુનિ વિણ પ્યારે;
જોઉં વાટડી ચડી ચોબારે. આવો મુજ. ૯
નવમે નિસુણી પશુવાણી, તોરણથી ચાલ્યા રથ તાણી;
અબળા ઉપરે કરૂણા નાણી. આવો મુજ. ૧૦
દશમે દિન દોહિલા જાશે, તુમવિણ કહો કેમ રહેવાશે;
કૃપા કરી આવો મુજ પાસે. આવો મુજ. ૧૧
ઇગ્યારશે એહ દુઃખ છે મોટો, સ્ત્રીને પડે પિઉનો ત્રોટો;
પિઉવિણ સગપણ સહુ ખોટો. આવો મુજ. ૧૨

બારસે બહુ દુઃખ મન ધરિયે, પિઉ વિના ઝૂરી ઝૂરી મરિયે;
મ્હેલી ગયા તેશું કેમ કરિયે. આવો મુજ. ૧૩
તેરસે તુમવિણુ કેંમ રહિયે, સુખ દુઃખ વાત કેને કહિયે;
વિરહની વેદના કેમ સહિયે. આવો મુજ. ૧૪
ચઉદસે ચિંતા થઈ મનમાં, નગીના નેમ ગયા વનમાં;
વિરહાનલ દહેછે તનમાં. આવો મુજ. ૧૫
પુનમે પ્રીત પૂરી પાળી, નેમ સમીપે સતી ચાલી;
લીધો સંયમ દૂષણ ટાળી. આવો મુજ. ૧૬
ધન ધન નેમ રાજુલ નારી, વિષય છંડી થયા બ્રહ્મચારી;
નિતનિત હોજો વંદના મારી. આવો મુજ. ૧૭
પંદરતિથિ કહી ખાસી, થયા નેમ રાજુલ શિવવાસી;
પ્રભુ નામે જાયે પાપ નાસી. આવો મુજ. ૧૮
ગુરૂદેવજી-સ્વામી દિલધારી, તલકસિંહ સામી તપસ્વિ ભારી;
કહે શિષ્ય કર્મચંદ સુખકારી. આવો મુજ. ૧૯
સંવત્ અઢાર ત્રાણું વર્ષે, મહાશુદિ તેરસને દિવસે;
ગામ ગજોડમાં ભાવ સરસે. આવો મુજ. ૨૦

## શ્રી બોધ બાવની.

[ ન્યાયમાર્ગનો નિર્ણય અગર વિધિમાર્ગની સ્થાપના. ]

દોહા—

અરિહંત સિદ્ધ ને આયરિયા, ઉવઝ્ઝાય અણગાર;
એ પાંચે પ્રણમી કરી, જોડ કરૂં જયકાર. ૧

જો વર આપો શારદા, મહેર કરી મોરી માય;
સહાય કરો સેવક ભણી, (તો) ઉદ્યમ સફળો થાય. ૨
અથ આગમ અર્થે ભર્યો, કથી શકે નહિ કોય;
પણ ગુરૂરાજ કૃપાથકી, સમજણ સહેજે હોય. ૩
જોડ કરી જિનવયણથી, દેખિ સૂત્રનો ન્યાય;
મુગ્ધલોક સમજાવવા, આનંદ હિત ચિતલાય. ૪
નય પ્રમાણ જાણે નહિં, કરે વ્યાખ્યાન (વખાણ) મલાય;
સમકિતમાં શાંસો ઘણો, (તો) સંયમ કેમ ઠેરાય ? ૫
ભેખ લહી જિનરાજનો, કપટ કરો સવિ દૂર;
આણ આરાધો જિનતણી, (તો) પામો સુખ ભરપૂર. ૬

ઢાળ— ( આદર જીવ ક્ષમાગુણ આદર-એ દેશી. )

ઇણ આરે નિન્હવ નિકળિયા, દુષમ પંચમે કાળજી;
સાધપણું કહે મેંહીજ પાળાં, અવળા સરધે આળજી. ન્યા. ૧
આપ કર્ત્તવ્યમાં કસર ન જાણે, બીજાના વ્રત ઉડાયજી;
ખબર વિના તો ખોટું પરૂપે, સમજે ન ન્યાય અન્યાયજી. ન્યા. ૨
તરતમ યોગે સાધુ દેખાએ, શ્રાવક પણ એ રીતજી;
સાધુ શ્રાવકમાં સંશય ધારે, એ શ્રદ્ધા વિપરીતજી. ન્યા. ૩
ઠાણાયંગને સાતમે ઠાણે, પૂછે ગૌતમ એમજી;
છદ્મસ્થને કેવળીનો અંતર, તે જાણીજે કેમજી. ન્યા. ૪
હિંસા મૃષા અદત્તજ સેવે, વેદે શબ્દાદિક પંચજી;
આહાર સદોષી પૂજા વંછે, ઉપદેશ ન કરે રંચજી. ન્યા. ૫
એ સાતે જો સુલટા હોવે, તો લહે કેવળનાણજી;

ઠાણાયંગને ચોથે ઠાણે, વીર વદે એમ વાણજી. ન્યા. ૬
ચારે વિકથા કરેજ ક્ષિણ ક્ષિણ, અશુદ્ધ આહાર પણ ખાયજી;
કાયોત્સર્ગ ન કરે આત્મભાવે, એ બીજો અન્યાયજી. ન્યા. ૭
નિશિ અંત છે ધર્મ ન ચિંતે, પ્રમાદ ઉદય-વશ થાયજી;
સામુદાણી ભિક્ષા ન કરે, (તો) કેવળ રહ્યો અટકાયજી. ન્યા. ૮
વંકજડા સમજે નહિ સુપરે, (તો) કેમે ટાળે દોષજી ?
સપ્તમશતકને પ્રથમ ઉદ્દેશે, પંચમ અંગ વિલોકજી. ન્યા. ૯
દશમા જીવઠાણા લગે સાધુ, કષાય યુક્ત કહેવાયજી;
ગુણી ઘણો પણ વિપરીત ચાલે, સૂત્ર ન્યાયે ન ચલાયજી. ન્યા. ૧૦
પુન્ય પાપની પ્રકૃતિ બાંધે, છઠ્ઠે ગુણઠાણે જીવજી;
પાપ છત્રીશને પુન્ય એકત્રીશ, બંધતણો તિહાં નીવજી. ન્યા. ૧૧
દશમેં પાપ પ્રકૃતિ ચઉદે, બંધતણો તિહાં ઠામજી;
અનંત ગુણાગર મુનિવર કહીએ, પાપ બાંધે શું કામજી ? ન્યા. ૧૨
શુદ્ધ સાધુ ઉપરલે ચઉઠાણે, તે નહિં પંચમ કાળજી;
પ્રમાદ સહિત આરંભ પણ લાગે, છઠ્ઠે ગુણઠાણે ભાળજી. ન્યા. ૧૩
કષાય આશ્રવ દશમા સુધી, તેરમે યોગ પિછાણજી;
બહુશનિયંઠો તેહ કાળે વરતે, જેમાં સંયમગુણ હાણજી. ન્યા. ૧૪
બે ઘડી સૂત્ર ન્યાયેં ચાલે, તો પામે કેવળનાણજી;
શ્રુત ન્યાયે નવ ચાલે મુનિવર, ત્યારે અટકી રહ્યા નિરવાણજી. ૧૫
કલ્પસૂત્રમાં પંચમ કાળે, કલેશકરા મુનિરાયજી;
દંભ મત્સર ને ઉદ્વેગી વળી, ઘણી અસમાધી થાયજી. ન્યા. ૧૬

ઉત્તરાધ્યયન ગુણત્રીશ અધ્યયને, એકલો રહે અણગારજી;
અલ્પ કલહો તુંકારો ન લહે, એમ કહે જિનરાયજી. ન્યા. ૧૭
સ્થિવર કલ્પીમાં કલહો દીઠો, તવ ભાખે ભગવંતજી;
દશાશ્રુત સ્કંધે સાહાધર્મિનો, કલહ મટાવણ સંતજી. ન્યા. ૧૮
સૂયગડાંગ બીજે શ્રુતસ્કંધે, સત્તમઝયણ મઝારજી;
ઉદગપેઢાળપુત્રની આગે, કહે ગૌત્તમ અણગારજી. ન્યા. ૧૯
ચારત્રિયો ઘણો ગુણવંત પોતે, યથાશક્તિ મુનિરાયજી;
તેહની નિંદા કરે પરલોકે, નહિં આરાધિક થાયજી. ન્યા. ૨૦
નવ દીક્ષિત દ્રવ્યલીંગી સાધુ, જ્ઞાનાદિક ગુણ હીણજી;
જીવાદિક નવતત્ત્વ ન ભણિયો, પણ પરતીતે લીણજી. ન્યા.૨૧
તેહ સાથે સંભોગ કરંતાં, નહિં ઉત્તમને દોષજી;
દોષ કર્યા સંભોગ ન થાયે, સૂત્ર ન્યાય વિલોકજી. ન્યા. ૨૨
સંભોગ કરે ભેળો પણ રહેવે, તેહ સ્હામું તું જોયજી;
કસર લગાવે તેહને ભારી, તો અવરાને શું હોયજી ? ન્યા. ૨૩
ઉત્તરાધ્યયન ઇગ્યાર અધ્યયને, ચઉદગુણે અવનીતજી;
પંદરગુણે પંડિત પણ પેખો, શિષ્ય ભલો સુવિનીતજી. ન્યા. ૨૪
ત્રીજે સ્વપ્ને ચંદ્રગુપ્ત-નૃપ, ચંદ્રમા દીઠો સછિદ્રજી;
ભદ્રબાહુસ્વામી એમ ભાખે, સાંભળ ચંદ્રગુપ્તનરીંદ્રજી. ન્યા. ૨૫
ચંદ્ર સમો નિર્મલ એ જિનમત, અનેક મતે દેખાયજી;
પણ મુક્તિનો એહજ મારગ, સેવ્યાં શિવસુખ થાયજી. ન્યા. ૨૬
ચઉદમે સ્વપ્ને રયણ અમૂલખ, (પણ) તેજે કરીને ક્ષીણજી;
ભરત ઐરવર્તનો સાધ સાધવી, જ્ઞાનાદિક ગુણ હીણજી. ન્યા. ૨૭

ઉત્તરાધ્યયન દશમ અધ્યયને, પાંચમા આરા માંયજી;
બહુમતે આચારજ મારો, દેશે ધરમ બતાયજી. ન્યા. ૨૮
સોળમા શતકને છઠ્ઠે ઉદ્દેશે, પંચ સ્વપ્ન વિચારજી;
સાહુડ સાધુ યથારથ દેખે, પેખે તેમ ફળ સારજી. ન્યા. ૨૯
અસાહુડ અયથાર્થ દર્શન, યથાર્થ દેખે કોયજી ?
સાંપ્રતિ કાળે સાધ સાધવી, સુંન વિલોકે દોષજી. ન્યા. ૩૦
ગુણસ્થાનક કર્મગ્રન્થે ભાખ્યો, અચેત મિશ્ર બે આહારજી;
છદ્મસ્થને સરાગ પણાથી, એ દીસે વ્યવહારજી. ન્યા. ૩૧
સચેતાચેત એષણિકા નેષણિક, ભગવતી અંગે જોયજી;
શ્રમણ ભણી પ્રતિલાભે શ્રાવક, ફળ દાખ્યા તિહાં હોયજી. ન્યા.૩૨
ઘણી નિર્જરા પાપ અલ્પતા, એ પણ વીર વચંનજી;
એવા પાઠ સિદ્ધાન્તે ચાલ્યા, શ્રદ્ધે શ્રાવક ભવિજંનજી. ન્યા.૩૩
સૂયગડાંગજી બીજે શ્રુતસ્કંધે, પંચમ ઝયણ મઝારજી;
આધાકર્મિ આહાર કરંતાં, દેખી લ્યો અણગારજી. ન્યા. ૩૪
કરમ લિપ્ત અલિપ્ત ન ભાખ્યો, જે મુનિવર ગુણ ધારજી;
છદ્મસ્થને વ્યવહાર ન પ્હોંચે, બોલે ભાષા વિચારજી. ન્યા. ૩૫
ઠાણાયંગને ત્રીજે ઠાણે, અલ્પ આયુ બંધાયજી;
હિંસા મૃષા અશુદ્ધ આહારથી, પાપ કહ્યો જિનરાયજી. ન્યા. ૩૬
આધાકર્મિની શીતજ ભોગવે, બે પક્ષ સેવે તેણજી;
સુયગડાંગ પહેલે શ્રુતસ્કંધે, તિર્થંકરનાં વેણજી. ન્યા. ૩૭
દ્રવ્ય છ લેશ્યા કહી મુનિવરમાં, પંચમ અંગ મઝારજી;
ઉપરલી ત્રણ ભાવે ભાખી, સૂત્ર ન્યાયે વિચારજી. ન્યા. ૩૮

પગલે પગલે વ્રત ઉડાવે, મૂર્ખ ન જાણે મર્મજી;
ચાર તિર્થપર આળદિયંતા, નહિં લજ્જા નહિં શર્મજી. ન્યા. ૩૯
વળી કહે ઉત્કૃષ્ટો પરૂપિયે, પામે શ્રોતા ધર્મજી;
થરકારી ઉપજે તિણસેતિ, ન બાંધે ગાઢા કર્મજી. ન્યા. ૪૦
મુનિ થયા પણ મર્મ ન જાણ્યો, પકડી ગાઢી રૂઢજી;
સ્યાદ્વાદ સમજ્યા વિણુ મૂરખ, સેવે માયા ગૂઢજી. ન્યા. ૪૧
એક અંશે જો ઓછું સ્થાપે, વળી અધિક કરે સ્થાપજી;
તેહનું સમકિત કેમ સદ્દહીએ, હોવે મિથ્યાત્વનો વ્યાપજી. ૪૨
નિન્હવની તો એહ નિસાની, કહે ઓછો વિપરીતજી;
તેહનો સંયમ કેમ શ્રદ્ધિજે, નહીં સમકિતની રીતજી. ન્યા.૪૩
બળ સામર્થ્ય આપણું દેખી, શ્રદ્ધા નિરોગ શરીરજી;
દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ જોઈને, પાળે સંયમ ધીરજી. ન્યા. ૪૪
દશવૈકાલિક અધ્યયન આઠમેં, એમ કહે જગદીશજી;
જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટે ભાવે, તે પાળે મુનિઇશજી. ન્યા. ૪૫
પરને કુશીળપણું નવી દાખે, ભાખે પ્રવચનસારજી;
જેસા વચને એહ ન પાવે, (જયું) ઉપદેશે અણગારજી. ન્યા.૪૬
દશવૈકાલિક દશમેં અધ્યયને, એ જિનવચન રસાળજી;
શિવસાધન–આરાધન કારણ, આગમ અર્થ સંભાળજી. ન્યા. ૪૭
જે જે વ્રત કરે ભવિ પ્રાણી, લાગે દૂષણ ચારજી;
અતિકર્મ વ્યતિકર્મજ–બીજો, અતિચાર અણાચારજી. ન્યા. ૪૮
ત્યાગ કર્યા પછી મનમાં ધ્યાવે, બીજા સ્હામું જાયજી;
ત્રીજે અંગ ફરસી કર મૂકે, ચોથો મોંઢામાં ખાયજી. ન્યા.૪૯

ઇત્યાદિક જે ભાવ બતાવ્યા, સૂત્ર શાખ દેખાયજી;
થાપ ઉથાપ કદી નહીં કરવું, સમજી લેજો ન્યાયજી. ન્યા. ૫૦
ભાવ પરૂપે એવંભૂતના, નહીં વ્યવહાર વિચારજી;
ગાડરપ્રવાહી લોક ન જાણે, ડોળ્યો ધર્મ અપારજી. ન્યા. ૫૧
એણીપેરે ન્યાય અનેકજ દીસે, મતિ કરો ખેંચાતાણજી;
ન્યાય સહિત જે વાણી ભાખે, તિણરો બોલ્યો પ્રમાણજી. ન્યા.૫૨
બોધ કરણ એ બાવની કીધી, ભાવ ઉલટ મન આણજી;
જીનવાણી–પ્રણીત ભવ્યપ્રાણી, નિશ્ચય લહે નિર્વાણજી. ન્યા. ૫૩
કર્મેન્દુ ગુરૂરાય પસાયે, બાલેન્દુ કહે એમજી;
સવંત ઉગણિશ અઠ્ઠાવીશમાં, મંડન પુરે ધરી પ્રેમજી. ન્યા. ૫૪

---

## નેમ–બહોતરી.

---

**દોહો**—પ્રથમ જિનેશર પાય નમી, પ્રણમી સદ્‌ગુરૂ પાય;
તિર્થંકર બાવીશમો, ગાશું નેમિ જિનરાય. ૧

ઢાળ--( **ગોરાંજી થેં મુને ગોડે ન રાખ્યો--એ દેશી.** )

ત્રણસેં વરષના નેમકુમાર, તવ શિવાદેવી કહે હરખ અપાર;
સાંભળો નેમજી છેલ છબીલા. ( એ ટેક. )
બેટા કન્યા પરણો એક સાર,
માતા વરશું અમે શિવવધુનાર. સાં૦ ૧
એક દિન શ્રી નેમ ક્રીડા કરતા,
શ્રી કૃષ્ણની આયુધશાળામાં પોહતા; સાં૦

આયુધપાલ દિયે આદરમાન,
માંહે પધાર્યા શ્રી ભગવાન. સાં૦ ૨
ચક્ર પ્રમુખ તિહાં આયુધ નિરખે,
હાથે ઉપાડી જોવે પરખે; સાં૦
આયુધ-પાલક બોલે તામ,
હાથ જોડી નીચો શિરનામ. સાં૦ ૩
તુમ ભાઇની એ આયુધશાળા,
શંખ ચક્ર ધનુષ્ય ગદાળાં; સાં૦
કૃષ્ણ વિના નહિં કેહનો કામ,
આઘા ઉભા એ નિરખો સ્વામ. સાં૦ ૪
સાંભળી કૌતક નેમજી પામી,
દેખાડે તામ પટાંતરો સ્વામી; સાં૦
એક અંગુળિયેં ચક્ર ઉપાડી,
ચાકતણી પરેં તેહ ભમાડી. સાં૦ ૫
ઉપાડી ન સકે પુરૂષ હજાર,
એહવો શારંગધનુષ્ય જે સાર; સાં૦
કમળનાળ પરે વાળી લીધો,
તેહનો સરસ ટંકારવ કીધો. સાં૦ ૬
ત્યાર પછી તેણે ગદા ઉપાડી,
કૌમુદી નામા તેહ ભમાડી; સાં૦
વળી શંખ પંચાયણ પૂરે,
શબ્દથી વૈરી નાશે દૂરે. સાં૦ ૭

સાંભળી તેહને અશ્વજ ત્રાઠા,
હસ્તિ લોહ સાંકળ ત્રોડી નાઠા; સાં૦
દધી માટ ફૂટા ને સ્રીહાર તૂટા,
ગોધા વછૂટા ને કેઈ થાય ભૂંડા. સાં૦ ૮
આવાસ ગઢ થડહડવા લાગા,
સાંભળી સુભટના બળ ભાગા; સાં૦
સમુદ્ર જલહલિયા લોક ખળભળિયા,
બાળક કાયરજન ટળવળિયા. સાં૦ ૯
કેઈક મુરછા પામે તનમાં,
ગોવિંદ તામ વિચારે મનમાં; સાં૦
બ્રહ્માંડ ફાટો જેસો શંક લાગ્યો,
કે કોઈ નવો વાસુદેવ જાગ્યો. સાં૦ ૧૦
મુજ થકી અધિકો બળ એહનો,
ખબર કઢાવો એ કામ છે કેહનો; સાં૦
કરજોડી કહે સેવક એમ,
આયુધશાળામાં પેઠા છે નેમ. સાં૦ ૧૧
હળધર કહે ચિંતા મ કરો ભાઇ,
નેમ બાવીસમા જિન સુખદાઇ; સાં૦
તોપણુ માધવ તિહાંથી આવે,
આયુધશાળામાં નેમ બોલાવે. સાં૦ ૧૨
કર પસારી કહે ત્રિખંડરાજ,
ભાઈ એહ વાળીજે આજ; સાં૦

કમળનાળ પરે નેમે વાળી,
હળધર ગિરિધર દોઈ રહ્યા ભાળી. સાં૦ ૧૩
બળ જોવાને કૃષ્ણજી સાથ,
નેમને લાંબો કરાવે હાથ; સાં૦
કર ગ્રહી કૃષ્ણજી દોઈ કરેં ખીંચે,
વાંદર શાખતણી પરે હીંચે. સાં૦ ૧૪
શંક ઊપનો મન ગિરિધારી,
દેખી નેમતણો બળ ભારી; સાં૦
શિવાદેવીને કહે સુણો કાકી,
નેમ આગળે સહુ રહ્યા થાકી. સાં૦ ૧૫
વળતું કહે શિવાદેવીરાણી,
આકાશે દેવ બોલ્યા છે વાણી; સાં૦
પરણ્યા વિના નેમ સંયમ લેશે,
તે કિમ ટીલે તુમારે બેસે. સાં૦ ૧૬
એ તો એક ન પરણે નારી,
વિવાહ મનાવે, તુમે ગિરિધારી; સાં૦
કૃષ્ણ સુણી મન ચિંતે એમ,
રાજ રહેશે જો બળ ઘટે નેમ. સાં૦ ૧૭
હમણાં નિચિંતો ફિરે મન રંગે,
બળ ઘટે ચિંતા હોય નારી સંગે; સાં૦
જિમતિમ કરી પરણાવું નાર,
વસંત ખેલે શ્રી નેમકુમાર. સાં૦ ૧૮

રૂપેં રંભા બત્રીશ હજાર,
તેહ પ્રતે કહે કૃષ્ણ મોરાર; સાં૦
અબળા થઈ સબળા સમજાવો,
તો નેમકુમરનો વિવાહ મનાવો. સાં૦ ૧૯
ગોપિયો હસીને મુખજ મરડયો,
આગેં વાંદર ને વીંછીયેં કરડયો; સાં૦
આગેં ઉંટ ઉકરડે ચડિયો,
આગેં જુઠાબોલો ને જુગારી મળિયો. સાં૦ ૨૦
આગેં નાર વઢકણી ને ઊપર કીધો,
આગેં ગહીલો ને મદ પીધો; સાં૦
લીંબડે ચડી આગેં કડવી કારેલી,
કૃષ્ણે કહ્યું આગે નારી દ્હેલી. સાં૦ ૨૧
મૃગનયણી કરે સોળ શિણગાર,
ગજગતિ ચાલે બત્રીશ હજાર; સાં૦
હાથે કળશ અનોપમ સાર,
પગે ઝાંઝરનો ઝણકાર. સાં૦ ૨૨
એકના હાથમાં ફૂલેલ તેલ,
એકના હાથમાં મોહનવેલ; સાં૦
એકના હાથમાં સોવનકચોળ,
બાવનાચંદન છાકમછોળ. સાં૦ ૨૩
એક હાથે કમળનાળ બિરાજે,
શ્રીખંડાદિ સુગંધ બહુ છાજે; સાં૦

અગર કપુર ને કેશર સાર,
અન્ય સુગંધીદ્રવ્ય અપાર. સાં. ૨૪
નેમ પાસે સહુ આવે રાણી,
આળ કરે વળી દેવર જાણી; સાં.
બોલે વચન સરાગ રસાળ,
નેમને છાંટે અબિર ગુલાલ. સાં૦ ૨૫
વીંટી લિયો કુમરને ચિહુ ફેરી,
સહસ બત્રીશ રહી ગમઘેરી; સાં૦
કહે રૂકમણી સાંભળો નેમ,
દેવર રહ્યા કુંવારા કેમ ? સાં૦ ૨૬
નારી વિના નર હાળી હોય,
પઇ પરોણો નાવે કોય; સાં૦
નારી તો છે ઘરનું મંડાણ,
મ કરો દેવર તાણાતાણ. સાં૦ ૨૭
સત્યભામા બોલે એમ વાચી,
નારી વિના વાતો સહુ કાચી; સાં૦
ન દિયે ઉછીતું ઉધારૂં કોઇ,
ઘરની શોભા નારથી હોઇ. સાં૦ ૨૮
પદ્માવતી તવ બોલે એમ,
ઘ્હેલી વાત કરે છે કેમ; સાં૦
પ્રાક્રમ વિના નાવે ઘર નાર,
પ્રાક્રમ કિહાં છે નેમ કુમાર. સાં૦ ૨૯

ગોરી કહે પ્રાક્રમ છે બહોળા,
પિણુ દેવર છે કાંઈક ભોળા; સાં૦
ઉદ્યમ કરીને ભરવો પેટ,
નારી માંગે તે આપવી ભેટ. સાં૦ ૩૦
તોલડી માંગે તેરજ વાના,
તેથી બ્હીના રહે છાનામાના; સાં૦
વારે વારે નારી કહે જેહ,
પોહોચ નહી દેવરમાં તેહ. સાં૦ ૩૧
ગંધારી કહે મકરો તે શોચ,
નારી નિર્વાહની જો નહી હોય પ્હોંચ; સાં૦
તુમ ભાઈની બત્રીશ હજાર,
નિરવાહશે તિમ અધિકેરી નાર. સાં૦ ૩૨
લખમણા કહે દીસો છેલ છબીલા,
એક નારીમાં કિમ થયા ઢીલા; સાં૦
અમને તો મ્હેણાં લાગે છે એહ,
દેવર વાંઢા ફિરે છે જેહ. સાં૦ ૩૩
સૂશીમા કહે આગે થયા જિનરાજ,
તેણે પરણ્યાની ન કીની લાજ; સાં૦
યોવન વય સુખ ભોગવી ચુક્તે,
દિક્ષા લઈ પછે પહોતા મુક્તે. સાં૦ ૩૪
જાંબૂવતી કહે સાંભળ બાઈ,
પરણ્યાનું મન તે કેહનું ન થાઈ; સાં૦

સગાઇ કરો એમ કહેવું જે ભાઇ,
માટે નેમ રહ્યા છે લજાઇ. સાં૦ ૩૫
નેમ પ્રત્યે એમ કહી સંભળાવે,
આપે ગાવે ને આપે બજાવે; સાં૦
નિસુણી ગોપીઓનો વચનવિનોદ,
લિગારેક મુરક્યા નેમ પ્રમોદ. સાં૦ ૩૬
મુખ મલકાણા દીઠા નેમ,
માન્યો માન્યો સહુ ભાખે એમ; સાં૦
પ્રભુજી મનમાં એણી પરે જાણે,
બોલ્યાનું કામ ન એણે ઠેકાણે. સાં૦ ૩૭
ગોપીએ આવી ઉત્તર દીધો,
સ્વામી વિવાહ મનાવી લીધો; સાં૦
સાંભળી હરખ્યો મન ગોવિંદ
હવે પરણાવું નેમ જિણંદ. સાં૦ ૩૮
કન્યા મળે જો બહુ રૂપવંત,
મૂર્છા પામે તો બળ ઘટંત; સાં૦
જોતાં જોતાં રાજુલ રૂપપેટી,
ઉગ્રસેન રાજાની બેટી. સાં૦ ૩૯
કૃષ્ણ માગું કરે આપે જઇને,
દીએ ઉગ્રસેન ઉત્તર વઇને; સાં૦
વર પરણવા જો ઈહાં આવે,
પુત્રી દીઉં તો હું વડ દાવે. સાં૦ ૪૦

કરે સામગ્રી વિવાહની રંગ,
મંડપ મોટા ચંદ્રુવા ચંગ; સાં૦
તરિયાતોરણ બાંધે બાર,
ધવળ મંગળ ગાવે નાર. સાં૦ ૪૧
કૃષ્ણ કબૂલ કરે સહુ વાત,
નેમ પરણુવા હરખ વિખ્યાત; સાં૦
શુદિ પંચમી શ્રાવણ કેરી,
લગ્ન જોવરાવે હોંશ ઘણેરી. સાં૦ ૪૨
સર્જન સંતોષી દીએ બહુ માન,
લગ્ન દિવસ શ્રી ભગવાન; સાં૦
સ્નાન વસ્ત્રાદિક કરી શિણગાર,
આભૂષણ શોભે અતિસાર. સાં૦ ૪૩
લાખ બેંતાલીશમાં શિરદાર,
ગંધ હસ્તિ ઊપર હુવા સ્વાર; સાં૦
મસ્તક જિમ ચૂડામણી સાર,
શોભે તિમ ઇંદ્રતણે અનુહાર. સાં૦ ૪૪
જાનમાં યાદવ છપ્પન્ન કોડી,
શોભે રામ કેશવની જોડી; સાં૦
દીપે સાઢા તીન ક્રોડ કુમાર,
હય ગય રથ પાયક પરિવાર. સાં. ૪૫
ચોસઠ ઇંદ્ર આવે મન પ્યારે,
ઇંદ્રાણી આવી લુણ ઉતારે; સાં૦

વાજીંત્ર દેવ વજાવે તાન,
ગાવે દેવીઓ ગીત ને ગાન. સાં૦ ૪૬
યાચક બોલે જયજયકાર,
પરણવા આવે નેમકુમાર; સાં૦
સખી સંગાથે રાજુલ નામ,
ગોખે ચડી જોવે આપણો સ્વામ. સાં૦ ૪૭
દેખી નેમતણો દેદાર,
એક સખી બોલે તેણી વાર; સાં૦
બાઈ ધન ધન તુમ અવતાર,
નેમ સરીખો પામી ભરતાર. સાં. ૪૮
બીજી કહે રૂપે કાળા છે કંત,
બાઇ ગોરાં અને ગુણવંત; સાં૦
સખી પ્રતે કહે રાજુલ-નાર,
કાળા હોવે મેઘ-મલ્હાર. સાં૦ ૪૯
કાળો કૃષ્ણાગર ધૂમકાર,
કાળી ધરતી નિપજે સાર; સાં૦
કાળો અગર સુગંધ અપાર,
કાળી કસ્તૂરી ગુણે શ્રીકાર. સાં૦ ૫૦
કાળી હોવે આંજણ-રેખ,
કાળી ચક્ષુમાં કીકી દેખ; સાં૦
ઇત્યાદિક વસ્તુ છે કાળી,
જાણુ બહુ મૂલી દેખો નિહાળી. સાં૦ ૫૧

શ્યામવરણુશરીર છે એહ,
ગુણતણો નવી લાભે છેહ; સાં૦
સખી કહે હરખો રમો ઉલ્લાસો,
આજ ઈહાં કાલે સાસરીએ જાશો. સાં. ૫૨
રાજેમતી કહે દાહિણુ અંગ,
ફરકે આજ લગ્નમેં ભંગ; સાં૦
સાસરીએ જાવું નહિં થાસી,
સખી કહે બાઇ બોલો તે વિમાસી. સાં૦ ૫૩
તોરણુ આવ્યા શ્રીભગવાન,
સાંભળ્યા શબ્દ પશૂતણુા કાન; સાં૦
અજ મહિષ ને ગાડર જીવ,
સૂઅર રોઝ શશા કરે રીવ. સાં૦ ૫૪
આક્રંદ મૃગ શિયાળ કરંત,
વાડામાં પૂર્યા અતિ ભયભ્રાંત; સાં૦
પાંજરામાં બગ સારસ મોર,
હંસ પારેવા ક્રોંચ ચકોર. સાં૦ ૫૫
તીતર લાવ સારિકા સમળી,
ઢંક કંકાદિ પોપટ ચકલી; સાં૦
ઈત્યાદિક જીવ કરતા શોર,
સાંભળ્યો નેમજી તામ સજોર. સાં૦ ૫૬
સારથી પ્રતે પૂછે હો એમ,
પશુ પોકાર કરે છે કેમ? સાં૦

સારથી બોલે પ્રભાતે એહ,
ગોરવ કાજે હણુશે તેહ. સાં૦ ૫૭
વચન સુણી ચિંતવે જિનરાજ,
અહો અહો એહ હિંસા મુજ કાજ; સાં૦
ધિગ ધિગ્ હોજો એહ સંસાર,
ધિગ્ ધિગ્ એહ પરણુવી નાર. સાં૦ ૫૮
મુકુટ વર્જીને સહુ શિણુગાર,
સારથીને દીએ તેણી વાર; સાં૦
રથ વાળી ચલ્યા નેમકુમાર,
મન ચિંતવે લેવો સંજમભાર. સાં૦ ૫૯
હળધર ગિરિધર આડા પડિયા,
રાખ્યા ન રહે નેમજી બળિયા; સાં૦
યદુપતિ વળતા દીઠા જામ,
રાજુલ મૂર્છા પામી તામ. સાં૦ ૬૦
શીતળ ઉપચારે થઈ સાવધાન,
સખી પ્રતે કહે કેમ વળી જાન; સાં૦
બોલે ઉગ્રસેન રહો બેટી ધીર,
નેમજી શ્યામ વરણુ શરીર. સાં૦ ૬૧
વાળે વિધાતા કજોડું જાણી,
પરણાવું દૂજો ભલો વર આણી; સાં૦
કાને કર ઠવી કહે સુણો તાત,
ઇણુભવે અવર પુરૂષ મુજ ભ્રાત. સાં૦ ૬૨

તોરણથી વળિયા ભગવાન,
ઘરે આવી દે વરસીદાન; સાં૦
રાજેમતી મન વસિયા નેમ,
લેખ લખી મોકલિયો એમ. સાં૦ ૬૩
હેત કરી પછે ત્રોડે પ્રીત,
સ્વામી નહિં એ ઉત્તમ રીત; સાં૦
આઠ ભવોની તુમચી નારી,
નવમે મે'લો કિમ વિસારી. સાં૦ ૬૪
ડુંગરતણા વોંકળા જેહ,
ઓછાં મનુષ્યતણો સનેહ; સાં૦
આગે ઉતાવળા વહે તેહ,
પીછે છટક દેખાવે છેહ. સાં૦ ૬૫
સજ્જન અવગુણ ગુણ કરી લેત,
પત્થર હણ્યાં આંબો ફળ દેત; સાં૦
ઇક્ષુ પીલ્યાં દીએ રસ મીઠો,
સજ્જન કદિય ન હોયે ધીઠો. સાં૦ ૬૬
આંબૂ જાંબૂ કરમદા બોર,
ઉપર નરમ ને માંહે કઠોર; સાં૦
એ તો કહે મધ્યમની રીત,
સજ્જન થઈ કિમ ત્રોડો પ્રીત. સાં૦ ૬૭
સંભાળો ધનવંતી ધનો ભરતાર,
છાનો મોકલ્યો મોતીનો હાર; સાં૦

એવો આઠે ભવનો પ્યાર,
કિમ વિસારો નેમકુમાર. સાં૦ ૬૮
લેખ વાંચી નેમીશ્વર આછો,
ઇણીપરે ઉત્તર વાળે પાછો; સાં૦
આઠ ભવની પ્રીત જાણી જુગતેં,
તેડવા આવ્યો હવે ચાલો મુગતેં. સાં૦ ૬૯
લેખ વાંચી સમજી રાજુલ–નાર,
પ્રીતમ કેડે લ્યે સંયમભાર; સાં૦
પીઉ પહેલી પહોતી મોક્ષ મઝાર,
પછે મોક્ષે ગયા નેમકુમાર. સાં૦ ૭૦
ધરમધુરંધર કૃષ્ણજી ધીર,
ડહાપણે ડાહ્યાજી ગુણે ગંભીર; સાં૦
મૂલચંદજી જિમ શીતળ છાજે,
યાદવ વંશમાં નેમ બિરાજે. સાં૦ ૭૧
તાસ પ્રતાપ અધિક સોહાયા,
નેમ બાવીશમા દેવ ગુણ ગાયા; સાં૦
ચોપન દિનમેં કેવળ પાયા,
સહસ વરષની ભોગવી આયા. સાં૦ ૭૨
નેમબહુંતેરી કહી મન રંગે,
કચ્છદેશમાંહે સુચંગે; સાં૦
સંવત અષ્ટાદશ માંહે જગીશ,
વરષ છવીસ અને છત્રીશ. સાં૦ ૭૩

બાલબ્રહ્મચારી નેમજિણંદ,
ભણે ગણે તસ હોય આણંદ; સાં૦
એ બહુંતેરી સાંભળે સાર,
તસ ઘર હોયે જય જયકાર. સાં૦ ૭૪

## મિથ્યાદુષ્કૃતનું સ્તવન.

[ વીછુઆ વાઇસરે વીઠલ વારૂં તુજને—એ દેશી. ]

શ્રુતદેવીને સમરી સ્નેહેં, શરણ ગ્રહી જિનમતનું;
વિરચું ભવ્ય જનોને કાજેં, સ્તવન મિથ્યાદુષ્કૃતનું,
ભવિયણ ભાવેરે મિથ્યાદુષ્કૃત લહિયે,
જિનવરનીરે આણ અખંડિત વહિયેં. (એ ટેક.) ૧
પુઢવી જલ જલ ને વાઉ, સાધારણ વણસઇયા;
વીશ ભેદ એમ સૂક્ષ્મ બાયર, અપજત્ત પજત્ત ગહિયા. ભ૦ ૨
પત્તેય વણસઇ બીય ભેદેં, અપજત્ત પજત્ત કહિયા;
બાવીશ ભેદ થયા થાવરના, ત્રશ તણા સુણો ભવિયાં. ભ૦ ૩
બેરિંદ્રિય તેરિંદ્રય જીવા, ચૌરિંદ્રિય તિય વિગળા;
અપજત્તા પજત્તા કરતાં, ભેદ અઠયાવીશ સઘળા. ભ૦ ૪
જલચર થળચર ખેચર કેરા, ઉરપરિ ભુજપરિ સપ્પા;
સન્નિ અસન્નિ અપજત્ત પજત્ત, ભેદ અડયાલીશ થપ્પા. ભ૦ ૫
અપજત્તા પજત્તા ચૌદે, સાતે નરકના લેવા;
લિવસયા તિય ઉપર અધિકા, માનવલોયના કહેવા. ભ૦ ૬

કમ્મ ભૂમિના પન્નર ભેયા, અકમ્મ ભૂમિ તીશે;
છપ્પન્ન અંતર દીવ મણુસ્સા, એકસયા એક દીશે. ભ૦ ૭
અપ્પજત્ત પજત્ત સન્નિ, દ્વિશત દ્વિ એમ થાએ;
અપ્પજત્ત અસન્નિના એકસો, એક ભેદ જોડાએ. ભ૦ ૮
ભેદ પન્નર પરમાધામીના, ભુવણુવઇ દશ ભેદે;
સોળે વ્યંતર જ્યોતિષિ દશહા, ચર અચર ઉભેદે. ભ૦ ૯
કિલવિષી ત્રણ ભેદે ગણવા, નવ લોકાંતિક દેવા;
તિર્યક્ લોકે જંભક દશધા, કલ્પો બાર ગણેવા. ભ૦ ૧૦
નવ ગ્રૈવેયક પંચ અનુત્તર, વૈમાનિક વિભાવે;
સર્વ દેવને લઇ મેળવતાં, અંક નવાણુ આવે. ભ૦ ૧૧
અપ્પજત્તા પ્પજત્તા ભેદે, એક સય ને અઠ્ઠાણું;
પંચશત ત્રેશઠ એ ભેદો, જીવ સવ્વેના જાણું. ભ૦ ૧૨
અભિહયા પદ લઇને આવત્, દશપદ દશધા ગુણિયે;
પાંચ સહસ છશે ને ત્રીશે, ભેદ એ આગમે શુણિયે. ભ૦ ૧૩
રાગ દ્વેષે ગણતાં ઈગ્યારે, સહસ્સ યુગલ શત સાઠે;
તેતિશ સહસ્સ સાતસેં અંશી, મન વચ કાયા પાઠે. ભ૦ ૧૪
કરણ કરાવણ ને અનુમોદન, લક્ષ એક એક સહસ્સા;
ત્રણ શત ઉપર ચાલીસે, પ્રવચન ભેદ એ સરસા. ભ૦ ૧૫
અતીત અનાગત ને પડુપન્ન, કાળ ત્રણ એ ગહિયા;
ત્રણ લક્ષ ને ચાર સહસ્સા, ઉપર વીશે કહિયા. ભ૦ ૧૬
અરિહંત સિદ્ધ કેવળી મુનિ શાખે, ગુરૂ નિજ આતમ શાખે;
લક્ષ અઢાર ને સહસ્સ ચોવિશે, એકશત વીશે ભાખે. ભ૦ ૧૭

મિથ્યાદુષ્કૃત લેતા એતા, ઇરિયાવહિ પડિક્કમતા;
અરિહંત દેવની આણા વહેતાં, સુખ પામે મન ગમતા. ભ૦ ૧૮
કલશ મુનિ કરી ઇંદુ સંવત્સર, ગોંડલપુર સુવિલાસે;
પર્યૂષણ પરવને દિવસે, દેવ મુનિ ઉલ્લાસે. ભ૦ ૧૯

## ભરત ચક્રવર્તીની સઝાય.

સાહેબા—પ્રેમ ધરી પ્રણમું મુદા, આદિતે આદિ જિણંદ ચક્રીવંત
અવની સાધી એકદા, નિજ ઘરે ભરતનરિંદ. ચ૦ ૧
અજબ વૈરાગી પિઉડા, સંત શોભાગી સાહેબા;
રહો રહો ભરતજી, મારે બ્રાહ્મી સુંદરીના વીર. ચ૦
સમરથ સાહસ ધીર. ચ૦ અ૦ ( એ ટેક. )
સાહેબા—આરિસા ભવનમાં એકદા, અપુરવ કરણે આય; ચ૦
આતમ બિંબ અવલોકતાં, પ્રવર સુ કેવળ પાય. ચ૦ ૨
સાહેબા—સંયમ લઇને સંચર્યા, જિનમત જોત જગાય; ચ૦
મુજરો કરવા કંતનો, અંતેઉર સહુ આય. ચ૦ ૩
સાહેબા—નયણે તે નાહ નિહાળતાં, વિપરીત દીઠો વેશ; ચ૦
સુભદ્રા કહે પિઉ એ કિસ્યો, મસ્તક લોચિત કેશ. ચ૦ ૪
સાહેબા—સહસ ચોશઠ મળી સામટી, આનન આંગુરી દાર; ચ૦
એ એ દુરિજન દેખશે, નયણ ભરી કહે નાર. ચ૦ ૫
સાહેબા—વાંક હોવે વનિતાતણો, દિલ ખોલીને દેખાય. ચ૦
પરિહરવા પરણી હતી, શલ્ય કાઢે સુખ થાય. ચ૦ ૬

સાહેબા—સહસ ગમે સમજાવણી, વચન કહે કર જોડ; ચ૦
સુખિયા તોપણ સંચર્યા, મયણુતણા દળ મોડ. ચ૦ ૭
સાહેબા—સહસ બત્રીશ નૃપ સામટા, અરજ કરે કર જોડ; ચ૦
ખટ ખંડ પૃથવી પરિહરિ, કોણ કરે તસ હોડ. ચ૦ ૮
સાહેબા—દશ સહસ નૃપ દીક્ષા વરી, વસુધા કરે વિહાર; ચ૦
શ્રી ગુરૂ જ્ઞાની સેવીને, સફળ કર્યો અવતાર. ચ૦ ૯
સાહેબા—ભરતતણી પરે ભાવતા, પાટોધર આઠ જાણ; ચ૦
આરીસા ભવનમાં ઊપનો, નિરમળ કેવળ નાણ. ચ૦ ૧૦
સાહેબા—અષ્ટાપદ અણુસણ કર્યો, અવિચળ પદ લહ્યો ઈશ; ચ૦
ઋષિ ઇંદ્રજી એમ ઉચ્ચરે, ભરત ભજો નિશિદીશ. ચ૦ ૧૧

## દેવાનંદજીની સઝાય.

[ ચાલો સખી વંદનને જઇએ—એ દેશી ]

પ્રણમું કરજોડી પાયો, આદેશર સરસતી માયો,
પ્રભુગુણ ગાતાં સુખ થાયો, ચાલો જિન વંદનને જઇયે૦
વંદીને પાવન થઇયે (એ ટેક.) ૧
વિપ્ર ઋષભદત્ત ઇમ ભાખે, નિજ નારીને ઉલ્લાસે;
આવ્યા જિન ત્રિભુવન પરકાશે, ચાલો જિન૦ ૨
વીર સમોસરિયા વનમાં, દેવાનંદા હરખી તનમાં;
પ્રભુગુણ દીસે નહિ અનમાં. ચાલો જિન૦ ૩
દેવ ઘણા દીસે જગમાં, આવે નહિં કોઈ જિન વગમાં;
કામે ભરિયા કે ઠગમાં. ચાલો જિન૦ ૪

અતિશય ચોત્રિશેં ધારી, વાણી ગુણ પાંત્રીસેં સારી;
હેમ જેમ તનુ કાંતિ ભારી. ચાલો જિન૦ ૫
દંપતી રથ બેસી ચાલ્યા, વીર વાંદી મનમાં મા'લ્યા;
પાપ પૂરવ ભવના ટાળ્યા. ચાલો જિન૦ ૬
સખી સુત તે સેવા સારે, દેવાનંદા મનને પ્યારે;
આવે સ્તન નવ દૂધ ધારે. ચાલો જિન૦ ૭
વપુ વિકસિત હર્ષ પાવે, બાંહ બલોઈયામાં નવી માવે;
કસ ત્રૂટી કટકા થાવે. ચાલો જિન૦ ૮
ઉઠયા તવ ગૌતમસ્વામી, પૂછે પ્રભુને શિરનામી;
એ નાર કોણ અંતરયામી. ચાલો જિન૦ ૯
પ્રભુ ભાખેં એ મુજ માતા, નિસુણી ગૌતમ લહે શાતા;
દંપતિ સંજમમેં રાતા. ચાલો જિન૦ ૧૦
એકાદશ અંગ ભણી ભાવેં, કર્મ ત્રોડી મુગતે જાવે;
ભગવતી અંગમેં કહાવે. ચાલો જિન૦ ૧૧
સંવત ઓગણીશસો વરસેં, અઢારના માસ ભાદ્રવ સરસેં;
શુદ બારશ રવિવાર હરખે. ચાલો જિન૦ ૧૨
ગામ લૂંણી કર્યો ચોમાસો, પાનાચંદજી સ્વામી પાસો;
શિષ્ય કહે કર્મસિંહ ઉલ્લાસો. ચાલો જિન૦ ૧૩

## આલોચના આદર્શ.

[ રાગ પીલુ. ]

સુણો ભવિ પ્રાણી પાપ આલોચન, લેતાં થાએ કર્મ વિમોચન.
પૂર્વ પુન્યોદય નરભવ લાધ્યો, પણ પરમાદે ધર્મ ન સાધ્યો. સુ. ૧

મ જુગારી દાવને હાર્યો, તેમ મેં માનવ ભવ વિસાર્યો; સુ.
પ દિશાથી હું નરકેં પડિયો, છેદન ભેદનથી રડવડિયો. સુ. ૨
ા પ્રકારની ક્ષેત્રની વેદના, પરમાધામીની વળી ખેદના; સુ.
હણો મુજને મહેર કરીને, હવે હું ન કરીશ કર્મ ફરીને. સુ. ૩
થ જોડી એમ વિનતિ કરતા, પરમાધામી દિલે નવિ ધરતા; સુ.
ગ દ્વેષ હૃદયમાં ભરિયો, તેથી આતમ કાર્ય ન સરિયો. સુ. ૪
ડતાથી જે કર્મ મેં કીધા, તેના ફળ દુર્ગતિમાં લીધા; સુ.
જિન રાજનો ધર્મ ન ધાર્યો, તેમ સદ્ગુરૂનો બોધ વિસાર્યો. સુ. ૫
રૂણા ન કરી ક્રૂર પણાથી, કીધી સંગત ખળ જણાથી; સુ.
ાણી રંગમાં અંગે ઉલસિયો, વિષયના સુખમાં ચિતડો વસિયો. ૬
ર્મ પ્રકાશ્યા પર પ્રાણીના, કર્યા ઉપહાસ્યમેં જિનવાંણીના;
હ થયો હિંસાદિક કામે, કલુષ ભાવ ધર્યો સદ્ગુરૂ સામે. ૭
રેત કાયમાં જીવ ન ગણિયા, નિઃસ્વાર્થ છેદન કરી હણિયા;
વ પામરના પ્રાણમેં હરિયા, પાપ કરી ભંડારો ભરિયા. ૮
ાર્થે પરના કાર્ય વિણાસ્યા, અભ્યાખ્યાન વચન પ્રકાશ્યા;
ત્ર સ્વામીના દ્રોહ પ્રસિદ્ધા, તે તો દુર્બુદ્ધિએ મેં કિદ્ધા. ૯
ા જળોના વિષથી શોષ્યા, હિંસક જીવોને પૂરિને પોષ્યા;
ડા આરંભ કરી પાપ ન લેખ્યા, સુગુરૂ સુદેવ સુધર્મ ઉવેખ્યા. ૧૦
ડ ચરમ વિષ ડામર દારૂ, કર્યા વ્યાપાર પરિગ્રહ સારૂ; સુ.
શ કરી શિખામણ દેતાં, ગર્વ ગુમાન કર્યો જ્ઞાન લેતાં. સુ. ૧૧
ભુવનનાયક થાવા કેરી, ઇચ્છા થઈ તૃષ્ણા ગઈ ઘેરી; સુ.
લ કરાલની ઝાળ ભમે છે, શું ? તું ! અજ્ઞ થઇને રમે છે. સુ. ૧૨

લક્ષ લઇ જિન ધર્મ આરાધો, સ્વગ તથા અપવર્ગને સાધો; સુ.
વંદક નિંદક સમ કરી જાણો, દુષ્ટ કષાયને દિલમાં મ આણો. સુ. ૧૩
દર્શન શુદ્ધ હૃદયમાં રાખો, અનુભવ રસ અમૃતને ચાખો; સુ.
નાણ ચરણ તપસ્યા ખપ કીજે, જેહુથી આતમ કારજ સીજે. ૧૪
હોજો નિષ્ફળ પાપ જે કીધા, આળ અલિક જે પરને દીધા; સુ.
જોગ ત્રિકરણથી આલોચના લહિયે, ગુરૂ શિક્ષા શિરઊપર વહિયે ૧૫
ભુજ રસનિધિ હિમકર સંવત્સર, ભાદ્રવ શુકલ પંચમી શુભસુખકર;
નિયતિ હરિસૂરિ રાજ પ્રતાપે, નાગ કહે સેવે દુઃખ કાપે. ૧૬

सर्वे सुखिनः संतु सर्वे संतु निरामयः
सर्वे भद्राणिपश्यंतु, माकश्चित् दुखमाप्नुयात् १



## જાહેરખબર.

**સઝાયસંગ્રહ**–ભાગ બીજો–આ સંગ્રહમાં અઢાર અને ઓગણીશ સઈકામાં થએલ કચ્છ સમુદાયના જૈનમુનિયોએ રચેલા કાવ્યોનો સંગ્રહ કરી પુસ્તકાકારમાં છપાવવાની પ્રવૃત્તિ ચાલે છે. અનુકૂળતાએ છપાઈ બહાર પડશે.

વિજ્ઞાન ભિક્ષુક મંડળ–કચ્છ.

# સુવિચાર–સંગ્રહ.

યોગ એટલે ચિત્તની વૃત્તિઓનો સંયમ; આ સંયમ વૈરાગ્ય અને અભ્યાસથી થઇ શકે છે.

સારા પુરૂષોની સંપત્તિ પરોપકારને વાસ્તેજ છે.

ક્ષમા એ શૂરવીર પુરૂષનું આભૂષણ છે.

જ્ઞાન, શ્રદ્ધા, અને તે પ્રમાણે વર્તન; આ ત્રણ મોક્ષના માર્ગ રૂપ છે.

વિષયોનું ચિંતન કરવાથી તે તરફ આસક્તિ ઉત્પન્ન થાય છે. માટે તેનું ચિંતનજ ન કરવું.

મનુષ્ય વિચારની કૃતિ છે, જેવો તે વિચાર કરે છે, તેવો તે બને છે, માટે વિચારો હમેશાં ઉચ્ચ રાખો.

વૈર કદાપિ વૈરથી નાશ પામતું નથી; પણ પ્રેમથી નાશ પામે છે; આ સનાતન ધર્મ છે.

આત્માજ આત્માનો મિત્ર તથા આત્માનો શત્રુ છે.

લાભ કે ગેરલાભમાં બીજા તો નિમિત્ત માત્ર છે.

દયાના કામમાં ભાગ ન લેવો તે નિર્દયતાના કામમાં ભાગ લીધા સમાન છે.

કોઇ પણ વસ્તુની ઈચ્છા કરો તે પહેલાં તે મેળવવાને લાયક બનો.

મન એજ મનુષ્યોને બંધ તથા મોક્ષનું કારણ છે.

હું અને મારૂં એ મોહરાજાનો પ્રબળ મંત્ર છે.

જન્મનારને વાસ્તે મરણુ ચોક્કસ છે, માટે જન્મ લેવો ન પડે તેવો પ્રયત્ન કરો.

આત્મા નિમિત્તવાસી છે, માટે ઉંચા પ્રકારનાં નિમિત્ત (સંજોગો) મેળવવાં એ આવશ્યક છે.

સમાનતા એ મોક્ષની કુંચી છે, અને ગુણાનુરાગ એ મોક્ષની વાનગી છે.

કરેલો ઉપકાર ભૂલી જનારને વાસ્તે પ્રાયશ્ચિત્ત છેજ નહિ.

હું કોણ છું? હું શા હેતુથી કામ કરૂં છું? અને હું કેવી રીતે કામ કરૂં છું? આ ત્રણ સવાલ પ્રાતઃકાળમાં દરેક મનુષ્યે પોતાની જાતને પૂછવા.

આત્મનિરીક્ષણ એ આત્માની ઉન્નતિનો ઉત્તમોત્તમ ઉપાય છે.

દુઃખો એ છુપા આશિર્વાદો છે; તેથી આત્માની ગુપ્ત શક્તિઓ પ્રકટ થાય છે.

અંતરમાં જુઓ. ત્યાં સઘળું દેખાશે.

મૌન રહેવું એ વિકટમાં વિકટ કાર્ય છે.

બાહ્ય ક્રિયાઓ જેટલે અંશે ચિત્ત શુદ્ધિને ઉપકારી છે, તેટલે અંશે આદરવા યોગ્ય છે.

ઇચ્છાનો રોધ એજ તપ.

જેણે મનને જીત્યું છે, તેણે ત્રણ ભુવનપર જય મેળવ્યો છે.

જે સદ્વિચારોને અમલમાં મૂકતો નથી, તેના તે વિચારો ધીમે ધીમે બુઠ્ઠા થતા જાય છે, માટે સદ્વિચારોને શીઘ્ર અમલમાં મૂકો.

જેનામાં મૈત્રી, કરૂણા, પ્રમોદ, અને મધ્યસ્થ ભાવના નથી, તે ધર્મને પ્રથમ પગથિયે ઉભો રહેવાને પણ યોગ્ય નથી.

જેના મનમાં, વચનમાં, અને કાર્યમાં એકવાક્યતા (consistency) છે તે સત્પુરૂષને મારો નમસ્કાર હો!

મહાત્માને ઓળખવા હોય તો મહાત્માને પગલે ચાલવા તત્પર થવું જોઇએ.

એકજ વસ્તુમાં દોષ જોનારને દોષ જડે છે, અને ગુણ શોધનારને ગુણ જડે છે.

સંસારનાં કાર્યો કરવા છતાં તેમાં નિર્લેપ રહો.

શ્મશાનમાં મનુષ્યની જેવી વૃત્તિ થાય છે, તેવી વૃત્તિ નિશ્ચળ રહે તો કોણ બંધનથી મુક્ત ન થાય?

અર્થ વગરની પારકાની વાતોમાં રસ લેતો તું ક્યારે બંધ પડીશ?

મનુષ્ય જન્મની દરેક પળ અમૂલ્ય છે, એ ખ્યાલ ક્ષણવાર પણ વિસારીશ નહિ.

સત્સમાગમ એ પારસમણિ છે, જે કથીરને સુવર્ણ બનાવે છે, તેનો અનુભવ કરી લે.

પોતાનું અજ્ઞાન જાણવું એ જ્ઞાન મેળવવાનું પ્રથમ પગથિયું છે.

'મારૂં તે સારૂં' એમ ન ગણતાં 'સારૂં તે મારૂં' ગણતાં શિખો.

સઘળા સદ્દગુણોનું મૂળ આત્મસંયમ અને પ્રેમ છે.

